તે ભોળી, અવિચારી

# કમનસીબ કોણ?

૨૪૩૯૯

પરકોમી પ્યારને ખાતર માબાપ અને ધર્મ
તજવાથી તેનું કેવું બુરું પરીણામ થાય?
એક બોધદાયક વાર્તા.

પ્રગટ કર્તા

રતનશાહ એફ. અચારીઆ
ઠે. "વાર્તા વિભાગ" ફેવરીટ,
ક્રા૦ માર્કેટ—મુંબઈ.

વાર્તા વિભાગ પુસ્તક ૧૩૦ મું.

કીંમત...ત્રણ...આના.




## સજા ... ાવ્યા !

આવતી તા. ૧ લીએ બહાર પડશે.

અત્યાર સુધી છપાયલી બધી વાર્તા જે સીલક હશે તો તે તથા નવી વાર્તાના દરેક વાર્તા દીઠ ૩ આના તથા પોસ્ટેજ ૩ પૈસા થશે.

વાર્તાનું વરસનું લવાજમ પોષ્ટ ખરચ સુદ્ધાં રૂ. ૩) છે. જાહેર ખબરના ભાવ—પેજ એકના રૂ. ૮, ના પેજના રૂ. ૫, ા પેજના રૂ. ૩) છે.

---

# ડેમનસાબ કોણ?



## પરકોમી પ્યારને ખાતર માબાપ અને ધર્મ તજવાથી તેનું કેવું બુરૂં પરીણામ થાય?—

## એક બોધદાયક વાર્તા.



લખનાર:—ફરામરોજ બે. અલાવલી.
"વાર્તા વિભાગ"—ઠે. ક્રાફર્ડ માર્કેટની અંદર-મુંબઈ ૧.

---

### પ્રકરણ—૧ લું.

'માર્ટીન કંપની હરેક જાતના મશીનના વેપારી.'

મુંબાઈના જાણીતા મોટા રસ્તા પરની એક ગંજાવર ઇમારતને ઉપલે મજલે ઉપલી કંપનીનું પાટીયું નજરે પડતું હતું.

ધીકતી કંપની હોવાથી વીસથી પચીસ કારકુનો તથા જવાન અબળાઓ સુદ્ધાં ત્યાં કામ કરતાં હતાં.

કંપનીનો ગોરો માલીક મી૦ માર્ટીન પોતાના કામમાંથી સ્હેજ પરવારી સીગાર ફુંકવા લાગ્યો.

"કમ ઈન, મીસ મેહેરા પટેલ." માર્ટીને પોતાની એ નામની મદદનીસ જે બાજુના રૂમમાં હતી તેને બોલાવી.

મીસ મેહેરા પટેલ, બી. એ., એક ખાનદાની છોકરી હતી. તેણી શીખેલી હતી અને ખુબસુરત હતી. શરીરે સરોવરના ઝાડ જેવી ઉંચી, કાલી બારીક આંખ, સુંદર ગોલાબી હોઠો અને ભભકદાર ઝુલફાથી તેણીની મોહકતા વધુ દીપી રહેતી હતી.

આ ઓફીસમાં તેણીને ત્રણ ચાર મહીનાં આગળ નોકરી મળી હતી. અને તેણી પુર ઉલટથી પોતાની ફરજ અદા કરતી હતી.

તેણીના પ. [illegible] નાનપ.
અને તેનો લાભ લઈ, તેણી કેટલેક અ[illegible] ફલ બના ગઈ [illegible] અને
છુટાપણામાં તેણી કલબ, જીમખાનામાં યા ડાન્સમાં જવાનું ચુકતી નહી.
વળી તેણીનો પીતા મંચેરશાહ, જેવણ શીખેલા અને દુન્યાનો અનુભવ
ધરાવતા હતા, તેવણ પોતાની એક પુરી લાડકી મેહેરાને અપ-ટુ-ડેટ
બનાવવા માટે કયાસ રાખતાં નહિ. અને કોઈક વખત મંચેરશાહને તેવણના
ધણીયાણી સુનાબાય પોતાની અસલી રીત રીવાજ માફક ખાઉં કરડું
કરતાં હતા.

"મીસ પટેલ, તમે પેલા કોડેલ કંપનીનાં ઓચરીયા મોકલી આપ્યા
કે ?" માર્ટીને મહેરાને સવાલ કીધો.

"જી હા," મેહેરાએ માનથી જવાબ આપ્યો, "ગઇ કાલે સાંજે
મોકલી આપ્યા." તેણી જવાબ આપી બહાર જવાની ઉતાવળમાં હતી
ત્યાં માર્ટીને એક વધુ હોકમ કીધો.

"આજની ટપાલમાં મારે નામનાં જે પત્રો આવે તે નોકરી પાસે
મારે બંગલે મોકલજો."

"ઠીક, અને તેણીએ ચાલતી પકડી.

તે પછી મહેરા કામકાજમાં મશગુલ હતી તેણીને ઓફીસના એક
સીપાઇએ આવી જણાવ્યું કે "સાહેબ બોલાવે છે." ઘેર જવાનાં સાંજનાં
વખતેજ આ સાંભળી મેહેરાને ગુસ્સો આવ્યો, તે હુકમ મુજબ ગઈ.

"મીસ પટેલ," આટલું કાગજ ટાઇપ કરી લાવો."

અને આવી રીતે, છ વાગાં પછી મેહેરાને કામકાજ કરવા આપી
તેણીને આફીસમાં મોડે સુધી થોભાવવાનું બાહનું કારણ હતું અને એમ
રોજ રોજ ચાલ્યા કરતું હતું. કોઈ દીવસ અતી મોડું થવાથી પછી માર-
ટીન મેહેરાને પોતાની મોટરમાં તેણીના ઘેર આગળ મુકી જતો. થોડા
દીવસ પછી કામ બાંડકી ગયું. એટલે સુધી કે મેહેરા અને માર્ટીન
આફીસેથી નીકળી બંને દરીયા કીનારે ફરવા જતા અને છેવટે મોડેથી
તે ભલો (!) માલીક મેહેરાને ઘેર પહોંચાડી જતા.

"મીસ મેહેરા, કાલે આપણે જુહુ જઈશુ," એક દીવસે માર્ટીને
હસી હસી મેહેરાને કહ્યું, "ત્યાં આપણને ખુબ મજાહ પડશે."

"જુહુ!" મેહેરા અજબ થઈ પોકારી ઉઠી. "કેમ શું બઈ ઠીક નથી
લાગતું કે જુહુ ?"

તે ભોળી, અવીચારી ... નીક સાથ ... જકાલની અક્કર, છકેલ અને કહેવાતી સુધરેલી (અગનમાં સડેલી) દુન્યાનાં રંગઢંગ મુજબ તેમ્નીના મખાણ (!) માલીકના હાવભાવ, ખોટી દરાજી અને લાંબી લાંબી વાતો સમજી, જાગતી છતાં બેભાન થયેલી, આંખ હોવા છતાં આંધળી હોવાથી, મારટીન સાથે આજે જુહુ, કાલે પનવેલ, પરમ દીવસે કલ્યાણ, વગેરે જવાનું ચાલુજ રાખ્યું.

ભોલી, ભણેલી પણ ભરમાયલી મેહેરા ! તારાં જેવી કેટલી હશે ?



## પ્રકરણ—૨ જું.

"ઓ વાય, મચેરશાહ, તમે તો છેકજ દુકતીને છકાવી મુકોચ."

"બસ સુના, ખાલી ઘેલી ના થા, જરા જરામા મનેજ બદનામ કરેછ ?"

"પણ મુવો એ માર્ટીન શેઠ કેવો છે ? એની મહેરા કેટલી તારીફ કરેચ ! અને એ આપણી મેહેરાને જયારે ત્યારે આપણા ઘરની સીડી સુધી મુકવા આવેચ તેનો સબબ શુ ?

ગામની ચાવા ચોરી કરવાની તમારી આદત બનતની નબળાઈ જવાનીજ નહીં કે ?

અને મચેરશા ડગલો પહેરી બહાર જવા નીકળતા હતા પણ હજુર ના તેવણ બાહર નીકળે ના આગમચ તેવણની સામે એક સોહામણો જવાન આવી ઉભો.

"હોમા દીકરા, આવ દીકરા" સુનામાયે તે બહારથી આવેલા જવાન જેનું નામ હોમી હતું તેને હેતથી આવકાર આપ્યો.

મચેરશાહ હવે ચુપચુપ ખુરસી પર ગોઠવાઈ ગયા.

હોમી ખરાસ, આશરે ૨૫ વરસનો દેખાવડો જવાન હતો. મેટ્રીક સુધી શીખેલો હતો અને મી. માર્ટીનની કંપનીમા એક કારકુનનું કામ કરતો હતો. એજ હોમી ખરાસે, પોતાની માસીની દીકરી મેહેરાને માર્ટીન કંપનીમા નોકરી અપાવી હતી. ટુંકમાંજ સુનામાય અને મચેરશાહ હોમીના માસી, માસા થતાં હતા. અને હોમી, પોતાનાં માય જરબાઈને સારી રીતે, સુખ સગવડમાં રાખતો હતો.

કેટલીક વ. વાતચીત. ...નામાયે સવાલ પુછયો, "મારી મેહેરા કામ પર ઠીક ચાલેચ કે ?"

"જ્યારે તમે સમજવા માંગાચ તો સમજને કે તમારી મેહેરાની ચાલચલણ આજકાલ મને પસંદ નથી. તેણી હમારા શેઠ સાથે વધુ છુટછાટ લે છે અને હવે તો ઓફીસમાંબી એવાં ચેનચાલા થાયચ કે જોતાં જોતા કચવચ થાયચ." હોમી કેટલો અચકી અચકીને આનાકાનીથી બોલ્યો અને તેઓ તેનું કોથું ભાપવા લાગાં.

આ નહી ધારેલા ધડાકાથી મંચેરશાહ ઠંડા થઈ ગયા. તેવણ મનમાં મલીદા જમતાં હતા કે જ્યારે હોશે ત્યારે મેહેરા હોમીનેજ પોતાનો જીવન સાથી બનાવશે. પણ હવે તેવણને નસીબનાં પાસા ઉલટા દેખાયા.

બે દીવસ આગલ મેહેરાં સાથ મને થોડી ખટપટ થઈ ગઈ. સુનામાયે કહયું મે મ્હેજ ઠપકો આપ્યો કે એમ પારકી કામના સાથે લેલાં ચેડાં નહી કાઢયે તો મારી પર ગરમ થઈ ગઈ અને કહેવા લાગી કે તું તારૂં કામ કર."

ઉપલી વાતચીત થતી હતી તેટલાં મેહરાં બાહેરથી આવી લાગી અને હોમી ત્યાંથી ઘરે વીદાય થયો.



## પ્રકરણ—૩ જું.

"અરે મેહેરા," સુનામાયે બુમ મારી "મરે રાતના નવ વાગાં સુધી કયાં હતી ?"

મેહેરી સમજે કોણુની ? બેહેરી બહેરા થઈ તેણી પોતાનાં પીતાને ઉલટાં સુલટાં પાટીયાં ગોઠવી બનાવી રહી હતી. પછી માતાના જવાબમાં કહ્યું.

"માયજી, આજે ઓફીસમાં ઘણું કામ હતું. કાલે વેલાતનો ટપાલ જવાનો તેથી બધાં કાગજ પત્ર આજે પુરાં કરવાનાં હતાં," પછી મેહેરાએ ફેંકયું.

આજકાલ ઓફીસે, યા કોઈક કલાસમાં જતી જુવાન છોકરીઓ શું કરે છે, કયાં ને કોણ સાથે ફરે છે, અને પોતાની આબરૂ શી રીતે વેંચે છે તેની બધાજ મા, બાપ યા વાલી ખબર કયાં રાખે છે ?

દુન્યાનો અનુભવ લઈ ચુકેલા મંચેરશાહ તેણીના અનકાથી, શકમાં પડયા અને પોતાનાં રૂમમાં તેણી સાથ વાત કરવા તેડી ગયા.

મેહેરાં સાંભળ, હું બોલું ત્યારે વચમાં બોલી તારી ડાહેલી કેળવણીનું લીલાંઉ ના કરતી. મેં જાણ્યું છે કે હાલને કાલ તું છકેલ થઈ ગઇ છો. વખતસર ચોંકીને ચાલશો નહીં તો માય બાપની આબરૂ જશે તેનો કાંઈ વીચાર છે કે? બાહરથી અસેમસે મે ઘણુંક સમજ્યું હતું તેની મેં દરકાર નહીં કીધી પણ આજે હોગીને મોહડે પકે પાયે સાંભળ્યું છે, "થોડામાં ચેતી જશો તો ઠીક છે નહી તો કુતરાને મોતે મરશે."

"બાવાજી એ વાત ખોટી હશે, હું કંઈ— — —"

"બેશરમ, તારાં બાપને ઠગ છે. ખોટા બહાનાં કાઢી છટકી જવા માંગેચ. અરે મેં મારી આંખ તમારો નાટક જોયેચ, પરમ દહાડે હું પેરીસ હોટલમાં હતો અને તુને પેલાં નાપાક મુજી મારટીન સાથે એક ખુણામાં ખીખી, ખાખા કરતા મેં મારી આંખે જોઇચ."

આ સાંભળી તેણી ઠંડી થઈ ગઈ. ના તો તેણીએ પોતાનો બચાવ કીધો કે નહી તેણીએ કાંઇ દલીલ કીધી. તેણી હોના બગાસને કહુવા દેવા લાગી અને તેણી સમજી કે તેનેજ પપાને ભડકાવ્યા હશે પણ તેણી હાલમાં લાચાર હતી. તેણીનો પીતા કેટલો સમજુ, પણ મક્કમ મનનો હતો તે તેણીને સારી રીતે રોશન હતું. તેણી નીચી મુડી, જમીનને ટીકતી કોણ જાણે કેટલો વખત બેસી રહી અને જ્યારે ખયાલમાંથી બાહાર થઈ આસપાસ નજર ફેરવી તો તેણીનો પીતા ત્યાં હતો નહી.



## પ્રકરણ—૪ થું.

"ડીયર, તને એમ ગંભીર ડાચું કરી બેઠેલી જોવુંચ તે મને નહીં ગમતું," મારટીને એક દીનસે મોટરમાં મેહેરાને કહ્યું.

"ગમગીન થઉં કામ રહું" મેહેરાએ તેટલાજ વહાલથી જવાબ આપ્યો. "તારી સાથ 'એનજોય' કરૂંચ એટલે મને સૌથી સુખી સમજુ છું."

"ગયા સોમવારે મારા ડેડી જરાક છીકી પડ્યા," મેહેરાએ ધીમેથી શરૂઆત કરી. "કહેવા લાગા કે આજકાલ આપણે બહુ છકેલ થઇ ગયાચ અને નામોસીભરી રીતે ચાલીયેચ તે સારૂં નહી."

"અરે 'નોટી' છોકરી," મારટીને ચોકઠા પુર્યાં, "એ તો બુઢાઓ જરા જરામાં એમજ કરે પછી તો ખુસી થાય."

"લવ, મારાં ડેડી ઘણુંજ મક્કમ મનનાં આદમી છે. એવણુને જરાબી ખરાબ લાગે તો મારૂં મોઢું બી નહીં જોય," મેહેરાએ ખાસ્તી બતાવી.

"જો સમજ, પૈસા આગળ કોઈનું કંઈ ચાલે નહી," માર્ટીને તેણીનાં કાનમાં ઝેરી શબ્દો નાખ્યાં. "પૈસાથી આપણે સુખી રહીશું. પૈસા એજ પ્રભુ છે તો પછી આપણે બ્હીક કોણની રહેશે ?"

"એટલે પૈસા હોવાથી આપણી ઉપર કોઈ આફત આવી શકેજ નહિ ?" શકાલી મેહેરાએ સવાલ કીધો.

"હું તારી સાથે છઉં એટલે આફત ને મુસીબત કેમ આવે ? મારી પાસે ધન, દોલત, સુખ, સગવડ બધુંજ તો છે," તે નાપેકારે તેણીને ભમાવી.

"ત્યારે તો ભવીષ્યમા કંઈ પણ અડચણ આવે નહીં એ દેખાઈતું છે," તેણીએ પોતાના મનનું સમાધાન કરી ખુસી થઈ જણાવ્યું.

"મેં કહેલી વાત ધ્યાનમાં છે કે ?" માર્ટીને પોતાની પ્રપંચી જાળ બીછાવી.

"હા લવ, યાદ છે. પણ તું મને ખરેખર ચાહે છે કે ?" મેહેરાએ પોતાની ચશ્મો તેનાં ચ્હેરા તરફ નાંખી પૂછ્યું.

"અરે ડારલીંગ, તારે માટે મારો જાન આપવા તયાર છું. માંગ તો મારી ચામડી ઉતારી આપું" તે શેતાને પોતાના પ્યાર જાહેર કીધો.

"આવતી કાલે આ વખતે મારી જીંદગીમા કેટલો ફરક પડી જશે." મેહેરાએ એક તીરછી નજર કરી હસતાં કહ્યું.

"હા મારી ડારલીગ એ ખુશાલી ભર્યા વીચારોમાં મારૂં ધ્યાન કામકાજમાં લાગત નથી." અને એમ બોલી હેવાની વા હેવાન્યતથી તેને મેહેરાના ગુલાબી હોઠો પર 'કીસ' કીધી.

અફસોસ ! આ ખાકી દુન્યામાં માનવી શું નહીં કરી શકે ? દગો, ફટકો અને સેતાન્યતની રાહ પકડનાર કંઈક વ્યભીચારી આસામી નહીં કરવાનું કરી પાપનો પેટારો ભરી છેવટે ખલાસ થાય છે.

\+ + +

નહવાનો વખત હતો. કોઈક દેવળના ઘંટનો અવાજ હતો. તેજ દેવળમાંથી એક સુંદર જોડું, અંગ્રેજી પોષાકમાં સજ્જ થયેલું તુરતનું જોડાઈ એક થયેલું બહાર નીકળતું જણાતું હતું. બહાર નીકળી તેઓ પોતાની મોટરમાં પોતાનાં નક્કી કીધેલા મુકામે ઉપડી ગયા.

* * *

"મંચેરશાહ સાપુરજી પટેલ" એક તાર ખાતાનો આદમી તાર લાવ્યો. મંચેરશાહે તાર વાંચ્યો અને કોઈક વીચાર અને ધાસ્તીથી બાજુની ખુરસી પકડી, આંખે આંસુ અને અંધારા આવવાથી, ખુરસીમાં બેભાન થઈ પડયા.

તે તારમાં શું હતું ?

**"હું મીસ મેહેરા મંચેરશાહ પટેલ, ખ્રીસ્તી થઈ, મીસીસ મેહેરા માર્ટીન થઇ ગઈ છું."**



## પ્રકરણ—૫ મું.

હવે આપણે માર્ટીનની પાછળ જઈશું. વરલીમાં તે એક ફેશનેબલ નાનો બંગલો હતો.

"ઓ! કેટલો સરસ બંગલો," મેહેરા ખુશ થઈ માર્ટીનને વળગી પડી બોલી, "માર્ટીન ડીયર, હું કેટલી નસીબવાળી કે તારી ધણીયાણી થઈ."

"નસીબવાળો તો જબરી," તેને માથાથી મેહેરાનો હાથ પોતાનાં હાથમાં લઈ કહ્યું, "મારા નસીબમાં તું. ગુલાબને પણ શરમ લાગે એવી મનમોહન પરી, એ કંઈ જેવી તેવી વાત."

"ડારલીંગ તેં નોકર, ચાકરો બી રાખ્યા હોશે ?"

"હાસ્તો, નોકર વગર આપણે રહીજ કેમ શકાય," તેને પોતાની માસુકની આંખમાં પ્યાર ભરી નજર કરી કહ્યું, "મેં કુકનો પણ બંદોબસ્ત કીધો છે, તારે કોઈ ચીજની ફીકર કરવી નહી."

તેજ રાત્રે માર્ટીન અને મેહેરા, એક વીશાળ હોટલમાં ગયા જ્યાં માર્ટીને પોતાની કંપનીના થોડાક આદમીઓને તેમજ ઓળખીતાને જમણ માટે બોલાવી મેજબાની આપી.

આ મેજબાનીમાં દારૂનો અભાવ હતો નહી.

અપટુડેટ અંગ્રેજી લેબાસમાં સજ્જ થયેલી મોહક મેહેરાની માર્ટીને સઘળાંઓ સાથે ઓળખાણ કરાવી અને વળતામાં બધાંઓએ તે પરણેલા પંખીઓને હસી હસી શુભ આબાદી ઈચ્છી.

## પ્રકરણ—૬ ઠું.

બેભાન થયેલાં મંચેરશાહની બેહની સારવાર કરવામાં આવી પણ જ્યારે તેઓ એક આવી પડેલી આફત માટે વાત કીધી ત્યારે બીચારા સુનામાયની હાલત દયાજનક થઈ પડી.

"મંચી, મારૂં મોતબી નહીં આવતું." નીસાસો નાખી સુનામાય બોલ્યા, "એવું સમજવા અગાઉ હું મરી જતે તો સુખ નાંખી." "મારૂં નાક કપાઈ ગયું." "સુનામાય આંસુથી ભરેલી આંખે બોલ્યા, "કોઈ દુશમનનેબી એવું નહીં બતાવે. લોકને મોંહ બતાવવું બી ભારી પડશે." હવે આપણે શું કરીયે?

"શું કરીયે પુછ્છ? માથું ફોડીને મરીયે તો પણ કંઈ વળે નહીં. ઇચ્છું છું કે ધરતી ફાટે અને આપણ ગરક થઈ જઇએ."

"મારી જરાં બેહન જાણશે ત્યારે કેવું આપુને ખરાબ લાગશે." સુનામાયે ધોળાઈ ગયેલાં દુધ પર વીલાપ ચાલુ રાખ્યો, "અરે, હોમી દીકરો કેટલા દીવસ થયા આવતો નથી. એનું કહેવુંબી આપણે નહીં સમજ્યાં."

"ગફલતી, અધાપો, આપણી છોકરી પર આંધ ભરોસો એનું છકેલપણું હદમાં હતે તો આજે આવી કદરી હાલત નહીં થતે," મંચેર-શાહ ફગલી પડયા.

તેઓ આહે, નીસાસામાં બેઠાં હતા ત્યાં હોમી ઘણે દીવસે માગી, માસાને મળવા આવ્યો.

"હોમી, દીકરા ઠેઠ આટલે બધે દહાડે આયો?"...મંચેરશાહ અરધું બોલી રડી પડયા.

"માસાજી, હું પડેલી આફત જાણ્યા શું કરૂં?" ચાર આખા દીવસ મને નોકરી શોધવા માટે રખડવું પડયું બધીજ ફીકર, ચીંતામાં અહી કેમ આવી શકું?" મને નોટીસ આપી હતી. પણ ખેર મને બીજી ટુંક પગારની નોકરી મળાય."

થોડીક વધુ વાતચીત કરી, હોમી વીદાય થયો હોમી મેહેરાને ખરાં જીગરથી ચહાતો હતો. અને રસ્તે ચાલતાં બનેલા બનાવ માટે અફસોસ કરતો હતો, તેટલા હોમી આગળ ખડખડતો અટકી ગયો. તેની આંખની સામેથી, તેની દીલબર મેહેરા પોતે, એક મોટર હાંકી જતી હતી. તેણીની

બાજુમાં માર્ટીન બેઠેલો નજરે પડયો. ફાટેલે ડોળે, એકી ટશે, આંખો ખેંચી પસાર થઈ જતી મોટરને જોતો હોમી ઉભો રહી ગયો. તેની આંખે અંધારા આવી ગયા. ગરીબ બીચારો હોમી! બેચેન જીવ હતો ત્યાં આવો દેખાવ જોઈ તેની મનની સ્થીતિ બદલાઇ ગઈ. તેની શરીર શક્તિ કમી થતી હોય એમ તેને લાગ્યુ. રસ્તાની બાજુનું એક ઝાડ પકડી એક બે પળ તે ઉભો રહી ગયો.

"આપઘાત," તે જવાન બડબડયો, "આપઘાત! નહીં, નહી, ખુદાનો ગુનેહગાર હું નહીં થાવું. તે કીરતારે આપેલી જીંદગીનો નાશ મારેથી નહીં થાય."

કોઈક પ્યારમાં નીરાસ થયેલાં માનવીને, કાપવા કાઢેલા બકરાને, મરણ જીવનની વચ્ચે ડોલા ખાતાં આદમીને કેટલું દુઃખ થાય છે એ કોણ જાણે છે?

તુટેલે દીલે, આંખમાં આંસુ, ભેજામાં હજારો વીચારો સાથે લથડતે પગલે, એક શરાબી માફક, પોતાને ઘેર જઈ ખાધા, પીધા વગર સુઈ ગયો.

## પ્રકરણ—૭ મું.

જોત જોતામાં એક અઠવાડીયું નીકળી ગયું. મંચેરશાહ આવી પડેલી મુસીબતથી પોતાના રૂમમાં કંઈક વખત રડતાં દેખાતાં હતાં.

તેવણે જોયું કે મેહેરાને છકેલ બનાવવામાં અણજાણતા આડકતરી રીતે પોતેજ મુખ્ય ભાગ ભજવ્યો હતો, જેના પરીણામે ધર્મની, કોમની, તો બમની કીર્તીને નીચું જોવાનું થયું હતું.

ઘરથી બાહેર જવાનું તેવણે બંધ કરી નાખ્યું હતું. આખો દીવસ પોતાના રૂમમાં બેસી રહેતા અને વીચારમાં ને વીચારમાં ઉંઘ એવણને છોડી ગઈ હતી. કોઈ વખત દીવાના આદમી પેઠે છેડાઈ પડતા ખટપટ કરતાં અને છેવટે નહી ખમાય એવું દુઃખથી કંટાળી તવણ એક બચ્ચાં માફક રડી પણ પડતાં.

"મુજી માર્ટીનનું ગળું દાબી દેવું," એક સહવારે મંચેરશાહ પોતાના મનમાં બબડવા લાગ્યાં, "એ છોકરીને નામથી બોલાવવી કે આંખથી જોવી એ પાપ છે." હું ધારૂં છું કે હું એક બદમાસ હોત અને એવા પાપીઓને ગોળાવી મારી નાંખવાની શક્તિ મારામાં હોતે. શયતાન, ચંડાળ માર્ટીન, ખુદાનો ડર નહીં તો આતમા કેમ જન્મ્યો ? બીજાનાં પાક મઝહબને બિગાડવું લગાડવું એ કયાં ધર્મનું ફરમાન છે ?

"અહા, બસ, બસ એ તો એજ. મારેથી નહીં ખમાય," મંચેરશાહ ઘેલા શખ્સ માફક બબાડી ઉઠયા, "મારૂં અંતઃકરણ કહે છે કે હું બાપ નથી. મેં મારાં ફરજંદની કાળજી ન રાખી. મારે જીવવું એ મારે માથે બોજો છે, દુન્યાને માથે પાપ છે."

તેવણે ઝટ એક કબાટમાંથી નાની કાચની બાટલી કાઢી જેની પર 'ઝેહેર—ફક્ત લગાડવા માટે' લખાતું હતું.

"ચાર ટીપાં, થોડાક પાણીમાં" હાથમાં બાટલી પકડી તેવણ ખુબ મોટેથી હસ્યા, "પછી ખેલ ખતમ અને આ પાપી જહાન......"

તેવણ આગળ બોલે તે અગાઉ ઘેરનો નોકર બહારથી ટપાલમાં આવેલો એક પત્ર લઈ આવ્યો.

"શેઠ," રામાએ રૂમમાં દાખલ થતાં બુમ પાડી અને મંચેરશાહને હાથમાં બાટલી પકડેલ ઉભેલા જોઈ તે ચમકયો.

"શેઠ," તે નોકરે પાછી બુમ પાડી, "આ તમારો કાગળ આવ્યો છે સાહેબ."

"એ ચક્રમ આદમી, મારા ઓરડામાં એકાએક કેમ આવ્યો. ચાલ નીકળ અહીંથી," મંચેરશાહે એક છલંગ મારી રામાને મારવા જતાં હોય તેમ આંગ પર ધસી જઈ બોલ્યા.

રામો, શેઠના ચેનચાલા જોઈ ગભરાઈ ગયો. તે ભોલાં, ભલાં નોકરને શેઠ પર આવેલી આફત માલમ હતી. મંચેરશાહના હાથમાં બાટલી જોઈ તેજ વખતે તે સમજી ગયો, કે શું ભયંકરતા છે. એકાદ મીનીટ તેણે તેવણનું મોંહ જોયા કર્યું. પછી એકદમ લગોલગ થઈ જઈ તેવણના હાથમાંથી પેલી જેહેરની બાટલી છીનવી લઈ બારીએ ફેંકી દીધી અને મંચેરશાહ તેને અટકાવે કે વધું ગુસ્સે થાય તે અગાઉ પેલું લાવેલું કાગળ ત્યાં ટેબલ પર ફેંકીને નાસી ગયો. આંતની ઘડીએ મંચેરશાહનો જીવ બચાવવા ખુદ ખુદાએતેજ ગોથા તેમના વફાદાર જુના નોકરને ત્યાં આવવાનો સંજોગ ઉભો કીધો, અને તેવણ આપઘાત કરતા બચી ગયા. અને તે નોકર ચાલી ગયા પછી તેને જે ગમે તે ગાળો ભાંડી ફફડી ચટકીને ઠાકા અને પેલું કાગળ જોયું.

માથેરાન તા. ૧૨-૯-૪૩.

**વહાલા ડેડી અને મમ્મા,**

આશા રાખું છું કે તમે લોક સારી તંદુરોસ્તીમાં હશો. તમને તાર મોકલ્યા પછી હું મારા વહાલા માર્ટીનની પનાહમાં, તેના લખલુટ પૈસાના પ્રતાપે હું ઘણીજ સુખી ને ખુશખુશાલ છેઉં. મારી મુશ્કેલી દુર થઈ ગઈ છે હાલમાં અમે ગામેગામ ફરીએછ અને સુખી જીંદગી ગુજારીએ છીએ. પૈસાથી કેટલું બધું સુખ મળેછે તે હવે હું સમજુ છું. આપણા ઘરના કરતાં હું ઘણી મોજમજાહમાં ફરું છું. તમે કાંઈ મારી ફીકર કરતા ના અને તમે મને તમારી સારી દુવા આપજો. મારો માર્ટીન ખરેખરો એક 'નોબલ' આદમી છે, મને જે જોઈએ તે હાજર કરવામાં અને મને સુખી રાખવામાં હરેક કાળજી રાખે છે. મને કાગજ લખતા ના, કારણ અમે ગામેગામ ફરીએ છીએ અને કોઈપણ ચોક્કસ મુકામે રહેતા નથી.

તમારી બેટી, **મેહેરા માર્ટીન.**

"દુ:ખ પર ડહામ," પત્ર વાંચ્યા પછી મંચેરશાહ માથે હાથનો

ટેકો આપી થોડોક વાર વીચાર સાગરમા લીન થઈ ગયા. તેવણે ધીમેથી પોતાનું માથું ઉચકયું અને સામે ટેબલ પર પડેલી તેવણુની એક વખતની માનીની દીકરી મેહેરાનાં ફોટા પર નજર પડી. તુરતજ તેવણે ત્યાંથી પોતાનું માથું ફેરવી નાખ્યું અને બડબડવા લાગા.

"આજથી હું ભૂલીશ. હું સમજીશ કે મારી કોઈ દીકરી નહીં હતી. આજથી ઘેરની બહાર જઈશ, દોસ્તોને મળીશ. ભકિત, વિશ્વાસ અને ધીરજને વળગી રહીશ. દુન્યા બનેય જહાનમમાં જે ફાવે તે બોલે, હું દરકાર નહી કરશ. આજથી કોઈની દરકાર નથી કરતો, બસ......"



## પ્રકરણ—૮ મું.

ખાઈ, પી, મજાહ, મસ્તી કરી ગામે ગામ ફરવું કોણને નહીં ગમે? આતી ગેલ ગમતમાં મારટીન અને મેહેરા હીંદના જોવા લાયક સ્થળોમાં ફરી વળ્યાં હતાં. તેઓ પુના, આગ્રા, દીલ્હી, કેશમીર વગેરે સુંદર જગ્યાએ મુલાકાત લઈ આવ્યા હતા. મેહેરા માર્ટીનને ઘણું સમજાવતી પણ મારટીન કલકત્તે જવા ના પાડતો. તે હંમેશ એવે જવાબ આપતો કે કલકત્તામાં શું બળયુંચ.

ઘણુાક ગામો અને શહેરોની હવા ખાઈ તેઓ માથેરાનનાં એક ધપધપાચા હોટલમાં આવી ઉતર્યા. તેઓ એક મહીનો માથેરાનમાં રહેવાનો ઈરાદો કરતાં કારણ માથેરાન બંન્ને જવાનોને સારૂં ઠીક માલમ પડયું.

"ડીયર મી. આપણે કેટલા સુખી છીએ. ખુદાનો મોટો ઉપકાર," હોટલમાં નવરા પડતાં મેહેરા મારટીનનાં સુંદર ઝુલફા હાથમાં લઈ ગલ કરતી બોલી.

"ખુદાનો ઉપકાર ને અપકાર એવી 'ડરટી' વાત તારે નહી કરવી જોઈએ. પૈસા હોય તે બધાં સુખી રહે."

"જ્યારે હોય ત્યારે પૈસાને તું તારો 'ગોડ' સમજેચ," મેહેરા જેણી મારટીનની ફીલસુફીથી ફફડની છણકાથી બોલી પડી.

"તું જે કહેચ તે સઘળી વાત ખરી અને મારી જુઠી, મેહેર," તે

પહેરેલ જવાન કંઈક ઉંડા વીચારમાં પડી બોલ્યો. કેટલાક એવા બી નામચીન આદમીઓ છે જેઓ પૈસા મળે તો જીવતાં કબરમાં પહોંચી જવાનું પણ કામ કરે. દૌલતનો ડુંગર દાખવે તો દરીયામાં ડુબી મરવાબી તૈયાર છે એવા પણ ચક્રમ આ દુન્યામાં હસ્તી ધરાવે છે, અને મારટીન વધુ બોલે યા મેહેરા કોઈક સવાલ કરે તે આગમચ હોટલના એક નોકરે આવી જણાવ્યુ. "શેઠ ગરમ પાણી તૈયાર છે. સ્નાન કરવા જાવો." મારટીન ત્યાંથી નીકલી ગયો અને મેહેરા એખલી પડી.

"શું હોશે કે મારો મારટીન કલકતે જવા ના કહે છે," મેહેરા મનસે પટપટી, "એ કહેચ કે કલકત્તામાં કોઈ ચીજ જોવાની છેજ નહીં! એ પૈસામાંજ સુખ સમજે છે પ્યાર, મહોબતની વાત મારી સાથે મુદ્દલ કરતોજ નથી."

"પૈસા કોણને ગમતા નથી," તેણી એક સોફા ઉપર પડી બોલી, "મારોજ દાખલે. લેવા જેવો છે. એના પૈસા પર હું એની ધણીયાણી થઈ, પૈસા ખાતર મારા માબાપથી અળગી થઈ, ધર્મ તજી બેઠી."

મારટીન નાહી ધોઈ ત્યાં આવ્યો.

"કેમ શું વીચારમાં છે?"

"વિચાર તો કાંઈ નહી. પણ મને કલકત્તા જોવા ગમેચ ત્યાં ક્યારે ચાલશો?"

"કલકતે?" મારટીને કુમલાયેલો ચહેરો કરી કહયું, "અરે ગાંડી છોકરી, તારે માટે હું ખાસ કલકત્તાના ન્યુસપેપર લાવું છું કે તું વાંચે અને જાણે કે ત્યાં શું ખાના ખરાબી ચાલી રહી છે. ત્યા તું શું જોવાની ઈચ્છા રાખે છે? મરેલાં મુરદા, વાસ મારતાં અહીં ત્યાં પડેલા જાનવરના હાડપીંજર, જ્યાં જોવ ત્યાં તવડાટ, ભુખ્યા આદમીની એક ટુકડા રોટી માટે જાનવરો સાથે ખેંચતાણ, કુતરાના ભયનાત, ભસવાના અવાજો અને એવાજ ભયંકર દેખાવો બોલ ડીયર, આ જોવા લાયક (!) ચીજો જોવા તું આતુર છે?"

મેહેરા એક મીનીટ દીગમુદ બેસી રહી.

મારટીને કેટલીક મશકેરી કરી, જરાક મોટેથી હસી, તેણીને સોફા પરથી ઉઠાડી, બગલમાં હાથ લઈ બહાર ફરવા નીકળી પડયો.

બપોરનાં જમવા માટે આખા હોટલના બધાં પેસેનજરો એક

ફુરસદે ડાઈનીંગ હૉલમાં એક બાલ ગંજાવર ટેબલ આગળ ગોઠવાઈ ગયા. તે હોટલના માલેકે, આ પેસેન્જરોની સગવડ માટે તેઓની સેવામાં આ નોકરો પણ રાખી હતી, જેમાં એક નોકરડી પોતાની ગંભીર, વિવેકી સેવાથી સઘળાનું ધ્યાન ખેંચતી હતી. તેણીનું નામ 'ડેઝી' હતું અને તેણીના સારાં સ્વભાવને કોઈ વખાણતું હતું.

ખાણું લગભગ ખલાસ થવા આવ્યું હતું. લેડીવેટર 'ડેઝી' ટેબલ પર બેઠેલાની સગવડ પુછતી પુછતી છેક માર્ટીનની લગોલગ આવી પુગી અને તેણી માર્ટીનને જોઈ બે પગલાં પાછળ હઠી ગઈ !" એ તો મારો ખાવિન છે ? એ આ જગ્યાએ છે એમ મને માલુમ નહી ?" તેણી ભયથી ધ્રુજતી ધીમથી પટપટી અને પોતાની પુરેપુરી ખાતરી કરવા તેને જોવા પાછી તેની ખુરસી આગળથી પસાર થઈ ગઈ પણ તેણીને કોઈક ગઈ ગુજરી યા ગમ યાદ આવવાથી, ભય યા ભયંકર બનાવની યાદ થતાં, તેણીનું શરીર ધ્રુજી ઉઠ્યું, ગરીબ બીચારી 'ડેઝી'ની આંખે અંધારા આવી ગયા અને એક ભડાકા સાથે તેણી માર્ટીનની ખુરસીથી ત્રણ કે ચાર ફુટને છેટે જમીન પર પછડાઈ બેભાન બની ગઈ.

સઘળાં જેઓ ટેબલ પર હતા તેઓનું ધ્યાન પાછળ ગયું અને માર્ટીનની નજર જ્યારે 'ડેઝી' પર પડી ત્યારે તે ચમક્યો. બધાંની દોડ-ધામનો લાભ લઈ તે પોતાનાં રૂમમાં ચાલી ગયો અને એક ખુરસી પર ફસડાઈ પડી, માથે હાથ દઈ વીચારમાં બેઠો. તે જાણતો હતો કે મેહેના જેણી સારવારમા રોકાઈ ગઈચ તેણી તુરતજ પાછી ફરવાની નથી.

"માયા ડાર," તે હેબત ખાઈ પટપટયો, "એ કોઈજ નહીં પણ મારી પરણેલી હકદાર 'ડેઝી' છે. આ હોટલમાં 'ડેઝી' નામ ધારણ કરી નોકરી કરતી હશે ? જેણીથી હું દુર નાસતો માંગતો, જેણીને લીધે હું કલકત્તા નહીં જતો તેણી મારી આંખની સામેજ ?"

"એની કાલી બીલાડી જેવી આંખ મને ધાસ્તીથી મારી નાખશે. એના બોલેલા બોલ મારાં કાનમા ગણગણ્ય," તે વધુ બબડયો!

"તું દુન્યાને પેલે પાર જા, ચાટકી બાઉન, હું ભુત થઈ તારી સામે આવી ખડી થઈશ."

"તે જે એવું બોલી હતી તે તેને વચન પાળ્યું," તે દાંત કચક-ચાવી બોલ્યો, "ઠીક છે તું મને ગોઠાવ્યાછ પણ એક દાવ હજુન અજમાવી જોઈશ."

તે કેટલોક વખત પોતાની બંને આંખો બંધ કરી બેસી રહયો. જ્યારે મેહેરા તે રૂમમાં દાખલ થઈ ત્યારેજ તે ખ્યાલમાંથી બીહાર થયો.

"ગરીબ બીચારી," મેહેરા માર્ટીન પાસે બેસતાં બોલી, "કોઈક છુપાં ગમથી હેરાન થાય છે. એક બોલ ખુલાસો કરતી નથી."

"તું આટલો વખત ત્યાંજ હતી કે?" માર્ટીને દયા ખાતો હોય એવી ઢબે પુછ્યું.

"હા ડીયર, બીચારીની માવજત કીધી તેમાં શું થયું? આ હોટલમાં ઉતરેલા બધાં ઈતર તચાકના હાલ્લાં છે. કોઈ ઝાંખીને જોતું નથી કે કોઈ બીચારીને માટે પુછવુંબી નથી."

તેઓ થોડીક વધુ વાતચીત કરી કેટલોક વખત આરામ લઈ સાંજે ફરવા નીકળી પડયા. ફરીને આવતાં માર્ટીને મેહેરાને કહ્યું, "મેહેરા આજે રાતના હું જમવાનો નથી. તું એકલીજ જમી લેજે."

રાતના મેહેરા જમણ લેઈ આવ્યા પછી તેઓ બાગમાં ગપાસપા મારવા બેઠા અને સુવાના વખતે તેઓ પોતાનાં બીછાના પર જઈ પડયા.

મેહેરા આખા દીવસની થાકેલી હોવાથી ખુબ ઉંઘમાં પડી જ્યારે માર્ટીન હુમનેશ વીચાર કરી થાકી ગયેલો હોવાથી તે ઉંઘી શકયો નહી. તેના મગજમાં જેવી વેટરનાજ વીચારો આવ્યા કીધા.

"કેમ જગા લેવો? શું જઈને 'રાઝી' નું...કરી નાખું કે પોતે? શું આય ચકમ ખુબસુરત નાગણને અહીંજ કબરમાં દાટી દેવું કે એક મુસીબત કમ થાય?"

આખરે એક વીચાર તેના મગજમા ગભરાતા જાને સહેલો લાગ્યો. "પાછળથી જોઈ લેવશે. આજ મારા હાથમાં છે." તેના મગજમાંથી એક ખ્યાલ પસાર થઈ ગયા.

માર્ટીન ધડકતી છાતીએ બીછાનાં પરથી ધીમેથી ઉઠયો. તેની ખાતરી થઈ કે તેણી ઉંઘી રહી હતી. તે આસ્તેથી હળવા પગલે જ્યાં પોતાનો ડગલો મુકેલો હતો ત્યાં ગયો. તેને ડગલાના ખીસામાંથી એક નાની બેટરી કાઢી. બેટરી સળગાવી, તેને તે બેટરીના પ્રકાશની મદદથી બાજુ ખીસામાંથી એક નાની પોકેટ ડાયરી કાઢી અને ઝડપથી તે ડાયરીમાં ફક્ત ત્રણ કે ચાર લાઇન લખી કાઢી.

બીજી સહવારે કેટલીક વાત પછી માર્ટીને તારીખ જાણવા માંડી.

"વીસમી તારીખ," મેહેરાએ જવાબ આપ્યો.

"વીસમી—વીસમી !" અજબ થતાં અને વીચારમાં લીન થવાનાં ખોટાં ચાળા કરી બોલી પડયો, "મેહેર, મેહેર, જા મારાં ડગલામાંથી પોકેટ ડાયરી લાવ."

મેહેરા તુરતજ ડગલામાંથી ડાયરી લાવી માર્ટીનની ગરદન આસપાસ વ્હાલથી બંન્ને હાથો વીટાળી તેનાં ખુરશીના હાથા પર બેઠી.

"મેં સજજડ થાપ ખાધી," મેહેર, આજે વીસમી તારીખ અને મારી ડાયરીમાં તેવીસ તારીખ માટે નોંધ છે. જો વાચ." મેહેરાને તે ડાયરી આપી બોલ્યો.

"તારીખ તેવીસ, મુંબઈ એડવોકેટ ઓલવીનને મળવાનું એજ છેલ્લો દીવસ," મેહેરાએ વાચ્યુ.

"એ એડવોકેટ ઓલવીન કોણ છે ?"

"એ ઓલવીન એડવોકેટ મારી એસ્ટેટનો વહીવટ કરતા હતા અને તેવીસની પછી કોઇપણ દીવસે એ પોતાને દેશ ઉપડી જશે એના હાથમાથી સઘળો કારોબાર મારે લેવો જોઇએ."

વાંચક, તને જણાયું હશે કે માર્ટીને રાત્રે પોતાની પોકેટ ડાયરીમા લખેલી ત્રણ કે ચાર લાઇન શું હતી? માશુકાથી, 'રોઝી' યા 'રોઝીના' આખ આગળથી દુર છટકી જવાનો માર્ટીનનો સાદો પ્લાન હતો. પોતાના પીસાચી કર્મો છુપાવવા એક વધુ ચાન્સ તેને લાધ્યો હતો. તે જુઠાણાએ ખુબ ઘાંઘલ કરી નાખી. તેને મેહેરાને જણાવ્યું કે તેણીએ માશુકાને રહેવું અને તે પોતાનાં જરૂરી કામકાજમાંથી પરવારી પાછો આવશે મગર પ્યાર ઘેલી મેહેરાએ એકલુ રહેવા ના પાડયું અને છેવટે તેઓ મુંબઈ ચાલી આવી પોતાના ઘેરમાં ઠેકાણે પડયા.



## પ્રકરણ—૯ મું.

જોત જોતામાં મેહેરાના લગ્નને ત્રણ મહીના નીકળી ગયા. હોમી ખરાસ બે મહીના ગમમાં ગુમસ થઈ ફરયા કીધો. તેના જીગરને કયાં બી ચેન પડતી નહી. પણ આસ્તે ધીરે મેહેરાની નાલાયક ચાલ તે ભુલવાની કોશેશ કરતો રહયો. હોમીનો દોસ્ત કેકી સારી રીતે હોમીને સમ્ભારો

આપતો, કેટલીક વખત હોમાં એખલો પડતો ત્યારે તે દુઃખી થાદ, તેની પાક પવિત્ર મહોબત અને મેહેરા તરફથી લાગણી તેને રડાવતી પણ હતી.

એક સહવારે ઉઠયા પછી પોતાની માતાને કહ્યું.

"માયજી મેં એક સ્વપનો જોયોચ કે જાણે હું એક પહાડની નીચે ઉભેલો છેવું. પહાડ ઘણોજ ઉંચો હતો ત્યાં એક ઓરત ઉપર ચહડી જઇ હસવા લાગી. હસતાં તણીએ સમતોલપણું ખોહી દીધું અને તણી હવામાં ઉલટી સુલટી ગબડતી નીચે જમીન પર આવી અને કોઈક ખુદાઈ બસારતથી મેં મારાં હાથો પહોળા કરી તે હડીલી. કમઅકકલ ઓરતને હાથોમાં ઝાલી લીધી અને તર્ણીનો ચહેરો જોતાંજ મારેથી 'આ મેહેરા' બોલી જવાયું અને પછી સ્વપનામાંથી હું બેદાર થઇ ગયો.

"તો સમજ દીકરા હોમા, જયાં છે ત્યાં એવું કંઈ બનશે કે તારી માસીની દીકરી મેહેરા છેવટે તારીજ થશે." જરબાઇએ સ્વપનાની તાસીર કહી દીધી.



## પ્રકરણ—૧૦ મું.

આપણે છેલ્લે જોઈ ગયા કે મારટીન મેહેરા સાથે માથેરાનથી મુંબઈ ચાલી આવ્યો. મુંબઈ આવ્યા પછી દીવસનો મોટો ભાગ મારટીન પોતાની ખાનગી રૂમમાં એખલો બેસી રહેતો અને મેહેરાને ઉડાવતો કે જરૂરી કામકાજ કરવામાં મશગુલ છું. તે પકકો ઉઠાવગીર દીવસમાં એકાદ વખત બંગલા છોડી બહાર જઈ આવતો અને એડવોકેટને મળવા જવું છે એમ જણાવતો. ત્રણ ચાર દીવસ એજ રીતે ચાલ્યું મગર ધીમે ધીમે મારટીનના હાવભાવ જુદાં થતાં ગયા. તે પોતાનાં રૂમમાં એખલો પડતો બબડતો, ગુસ્સે થતો એખલો એખલો તરેહવાર સવાલ જવાબ કરતો, દારૂ પીતો અને આ સઘળી હીલચાલ મેહેરાના જોવામાં આવી હતી. તણી મુદલ સમજી શકી નહીં કે મારટીન શું કામ અરધો દીવાનો થઈ ગયો. તણીએ મારટીનને બોલતાં સમજ્યા હતો કે 'એ વગર તેડેલું મહેમાન અહીં નહીં આવે તો સારૂં. આજે 'નરવસ' કેમ થાવુંચ. જે હાથોએ હજારો બદમાસી કીધી તે હાથો ધ્રુજેચ કેમ ? મારી પહેલી વાઈફ રોઝીની કાલી આંખોમાં કેટલું જાદુ છે ?'

હવે માર્ટીન મેહેરાને જણાવ્યા વગરજ બહાર નીકળી જતો અને જ્યારે તે ઘરે પાછો ફરતો ત્યારે મેહેરા અજબ થતી તેને નીહાળતી. તે દારૂ પી ખુબ ચીકાર થઈ જતો અને અરધી બેભાન અવસ્થામાં જે ગમે તે બકી જતો.

"માર્ટીન, તેં આજે કેટલો દારૂ પીધોચ. તું ચાલી પણ નથી શકતો," મેહેરા તે શરાબી શયતાનને હીમત કરી પુછવા લાગી.

"છટ, કોણ કહેચ મેં દારૂ પીધો," માર્ટીને ખીસામાંથી એક વાઈનની બાટલી ટેબલ પર મુકતા કહ્યું, "એ તો સુખ દુઃખનો સાથી છે."

"માર્ટીન ડાહ્યા પુરૂષો એમ નહી કરે દારૂ પી પાયમાલ થવાનાં દાખલા કાંઇ કમતી મળેચ."

"એ છોકરી કટકટ શું લગાવીચ. ચાલ નીકલ આહીંથી ચલા આઆર," તેને લથડતે પગલે એક જંગલી જનાવર માફક તેણીનો હાથ પકડી રૂમની બહાર કાઢી, બારણું બંધ કરી દીધું.

એક સહવારે માર્ટીન ૭ વાગામાં ઘેરની બહાર નીકળી ગયો અને મેહેરાની અજાયબી વચ્ચે નવ વાગે પાછો ફર્યો. મેહેરા રાજી થઈ કે માર્ટીન પોતાની ખરાબ વર્તણુક માટે પસ્તાવો કરી સુધરવાની રાહ પર આવશે અને તેથીજ તે ઘરે પાછો ફર્યો હશે. તેણી માર્ટીનને ગલાસમા વાઈન નાખતાં જોઈ તે ખુરસી પર બેસી ગઈ. તેણીએ મક્કમ વિચાર કીધો કે આજ તો સલાહના બે બોલ કહી દેવા.

"માર્ટીન ડીયર, એડવોકેટ ઓલવીનને મળ્યા કે ?" તેણીએ ધીમેથી વાત શરૂ કીધી.

"ઓલવીન ગયો જહાનમમાં," તેને ટેબલ પર વાઈનની બાટલી મુકતા ગુસ્સામાં કહ્યું, "હું કામમાં છુ, અહીંથી ચાલી જા."

"લવ, તારાં કામકાજમા મારી મદદ કેમ નહીં લેતા ? તું દારૂ પીવાનો કમતી કર."

"તારી મદદની મને જરૂર નથી. મને આય બાટલીની જરૂર છે," તેને બાટલીથી વાઈન પીતાં જણાવ્યું.

"માર્ટીન, આજે મારી સાથે તું રૂડ થાયચ," મેહેરાએ નરમ ઠપકો આપ્યો.

"મેં તને હોકમ કીધો ચાલી જા," મગજે દારૂની ધુમ ચઢતાં તે સીંહ માફક બરાડી ઉઠયો.

હંમેશની શાંત અને નરમ સ્વભાવની મેહેરા એક તડાકે ખુરસી પરથી ઉઠી. તેણીના શરીરમાં કયાની ઉચ લોહી વહી રહ્યું હતું.

તેણી માર્ટીનની નજીક જઇ દમામથી પોકારી ઉઠી, "હું તારી હકદાર ધણીયાણી છું. તારી હરેક ખાનગી વાતો જાણવા અને તેને મદદ કરવાનો મારો હક્ક છે."

"મારી ખાનગી વાતો જાણવા માંગે છે આ નક્કર છોકરી," માર્ટીન ભયભીત હાસ્ય કરી બોલ્યો, "હું એક બદમાસ આદમી છું. મારો સુંદર પોશાક અને ચેહેરા બહારથી મને ખુબસુરત દેખાડે છે. મારૂં અંતકરણ પાપથી ભરેલું છે. જ્યારે તું સાંભળવા માગતી તો સમજ કે મેં કઇકને તારાજ કીધા છે. કેઇકે પોતાની મીલકત મારી બદમાસી અને ચાલબાજીથી ગુમાવી છે. કેટલાકો પોતાનો ઠીકાણ પતાવતા આ દુન્યા છોડી પેલી દુન્યામાં ચાલી ગયા છે. અને તે પણ મારે લીધે. તારો ધર્મ ને માબાપ છોડયા છે. આ જે માલ મીલકત છે, લેકીન તે લોહીથી ખરડાયલી છે, પાપથી મેળવેલી છે."

"માર્ટીન એવી મશકરી ના કર," તેણી પોતાના ઝુલફા સરખા કરી ખુરસી પર જઇ બેતી બોલી.

"મારી જીંદગીની ખાનગી વાત કરવાનો આજે મોકો ઠીક છે. સાંભળી લે મારી જુન્વાઇ બરાબર સમજજે." તે વધુ દારૂ પી બોલ્યો.

"નહીં, નહીં માર્ટીન, મારા વર, ગમે તેવો તું છે પણ મને તું પ્યારો છે તું મારો ધણી છે. હું તારી હકદાર ધણીયાણી છું. આપણો સંસાર ઝેરી ના કર," તેણીએ પોતાની નાજુક લાગણી જણાવી.

"ઉતાવળી ના થા, સંસાર તો એક સાન્ટી છે. જવાબ રોકે તને એક કરશે. તું મારી હકદાર ધણીયાણી નથી," માર્ટીન છેલ્લું વાક્ય ધીમેથી, ખુલ્લા અવાજે, ધ્રુજતા હોઠે બોલ્યો.

કોઈ આસામી આગળ એકાએક બોમ્બ પડે યા ધડાકો થાય ને ચમકી ઉઠે તેમ મેહેરા ચમકી. તેણીએ પોતાનું માથું હાથથી પકડી માર્ટીન સામે ડોળા ફાડી જોયું. તેણીને ખાતરી થઈ કે માર્ટીને સત્ય હકીકત દારૂની જુસ્સામાં કહી હતી.

"હું તારી હકદાર ધણીઆણી નથી ?"

"નહી," તે ખવીસ પોકારી ઉઠયો, "તું મારી હકદાર ધણીયાણી નથી. મેં તને ફસાવી છે. સાંભળ કે આપણા લગન એક ખોટો ફારસ હતો. મારૂં ખરૂં નામ બ્રાઉન છે. હુ ખોટાં નામે આ શહેરમાં આવી, તારી સાથે દગો કરી તારી સાથે પરણ્યો. બે પળનાં દીવાના ખ્યાલથી અને ખોટા ઢોંગથી હું તારો ખાવીદ થયો. તારી ખુબસુરતીથી લલચાઈ, મારી આંખ આગળ રાખવા મેં તને મારી દીલરૂબા બનાવી મારી હવસી મહોબતની જાળમા શીકાર બનાવી. ખરી રીત તપાસતાં મેં તારી સાથે લગ્ન કીધાજ નથી અને તને ધર્મથી બે ધર્મ કીધીજ નથી. તું મારી સાથના લગન કરી પુરવાર કરી શકશે નહીં અને એવી કોશેષ કરશે તો હુ ડરનાર નથી. એ બધુ છતાં, તને દર મહીને થોડાક રૂપીયા તારાં ખરચ માટે તને મળશે, અને ઓ કંગાળ ઓરત, હવે તુ જેમ બને તેમ જલદી આ ઘેર છોડી ચાલી જા."

તાજુબી, ગુચવણ, ગભરાટ અને ગુસ્સાથી દીવાની થઈ મેહેરા દચકા ખાતાં માર્ટીનના પગ આગળ ફસડાઈ પડી બોલી. "માર્ટીન એવો ઘાતકી ના થા."

"ઘાતકી અને સખત હુ નથી થતો. મારી કંપનીઓ મે વેચી નાખી. જુગારમાં ધુમ ગુમાવી બેઠો અને તુંને અહીથી જતુંજ પડશે કારણ કે આજથી ઘેરનું કામ કરનારા નોકરોનેબી મેં રજા આપી છે આ બંગલાનો નીકાલ કરી નાખુ." તે જહેજ ઠંડા પડતા બોલયા, "અહીં જહેનમ તો મારી પહેલી બઈરી પેલી ડાકણ 'રોઝી' સતાવશે."

"તેણી કદાચ મરી ગઈ હોશે યા તારા છુપા નામને ઓળખતીજ નહી હોશે !" મેહેરા દચકાથી બોલી પડી

"મરી ગઈ હોશે !" માર્ટીને ભોય પર ફસડાઈ પડેલી મેહેરા તરફ ફરી કહ્યું, "મેં તેણીને જીવતી જાગતી જોઈ છે અને તેબી સાત દીવસ આગળ."

"કયાં જોઈ ? કયારે જોઈ ?" મેહેરાએ નીસાસા નાખી પુછયું.

---

"માથેરાનના હોટલમાં જેણી 'ડેઝી' નોકરડી હતી તેણી 'શેઝી' મારી ખરી ધણીયાણી હતી."

મેહેરાને તે હોટલમાં બનેલા બનાવ યાદ આવ્યા. તેણી દીગમૂઢ બેસી રહી જ્યારે મારટીનને બોલવાનો ચાન્સ મળ્યો.

"મેહેરા, તેં મારી સઘળી ખાનગી વાત સમજી. લે આય નોટનો બંડલ પહેલો હપ્તો," માયા મેહેરબાની બતાવવાનો ડોળ કરી તે મુજીએ પોતાની પાકીટમાંથી નોટનું બંડલ કાઢી મેહેરા તરફ હાથ લંબાવ્યો.

થોડીક પળ તેણી તે બદકાર બાજીગરને એકી ટગરે જોતીજ રહી. પછી તેણી એકાએક મોટેથી હસી તે નોટોનું બંડલ હાથમાં લઈ નોટો ગણી જોઇ. "થેંક્યું મારટીન," તેણી વધુ હસી અને પછી એક ભડકેલી બીલાડી માફક નોટોના ટુકડા ટુકડા કરી નાંખી મારટીનના મોહ પર ફેંકી બોલી ઉઠી, "મારી આબરૂની લુંટ ચલાવનાર, ઓરતને રમકડું સમજનાર, નીચ કુતરા, આ કાગળના ટુકડાથી મારી કીમત કરે છે ?"

"હે નીચ બેવફા કુતરો," તેને ખુની માફક ડોળા કાઢી કહ્યું, "હું બેવફા થયાચ ત્યારે તું તારા માય બાપનો આશરો છોડી વફાદાર થઇચ કે ?"

તેણીની ધીરજ રહી નહીં. હીમત કામ ન આવી. આખર કરે તેણી સ્ત્રી હતી. અને તેણી રડી પડી. ડુસ્કે ડુસ્કે રડવા લાગી. તેણીને રડતી જોઈ નફ્ટ મારટીને ધીમેથી પતાવતા અવાજે તેને કહ્યું, "મેહેર, તને હું હરેક મહીને ખરચ સારૂં રૂપીઆ પહોંચાડીશ અને મારાં મરણ પછી મારી મીલકતનો ભાગ તને મળે એમ ગોઠવણ કરીશ."

આગ લાગે તારી મીલકત પર અને પૈસા પર," તેણી નીચી ડોક કરડી ઉઠી અને હરણી માફક તે રૂમ છોડી પોતાનાં રૂમમા ચાલી ગઈ.

મારટીન તેણીના જવા પછી બડબડયો, "થોડા મહીના એ પોરીને થોડાંક રૂપીઆ ફેંકવા પડશે પછી એ ઉલ્લુ બકરૂં મરે યા જીવતું રહે તો મને શું ? એકવાર મારે દેશ જઈ પુગયો કે કોણ પીછાનશે ?"

મેહેરા જેવી પોતાનાં રૂમમાં ગઈ કે ખુબ રડી રડીને તેણીએ આગલી પાછલી યાદો તાજી કીધી. દુઃખથી ઉભાતી છાતીએ, હજારો તરંગો તેણીને સતાવા લાગા. તેણીને માલમ પડયું કે કીમતી શીખામણો તેણીએ

નહી ગણકારી પોતાનાં હાથે કમબખતી અને કમનસીબી સજીવન કીધી હતી. હોમી ખરાસ તેણીનાં જીગરે ચઢી આવ્યો. હોમી હવે તેણીને એક ફરેસ્તો જણાયો. લેકીન લાચાર હતી. તેણીને મદદ આપનાર હાલ તુરત તો તેણીનાં આંસુઓ હતા. તેણી ઝાર ઝાર રડી. તેણી રડી રડી ખુબ થાકી ગઈ, આંખે ચકકર આવી ગયા અને હજી તો તેણી ખુરસી, ટેબલ યા પલંગ પકડે તે આગમચ તેણીનું માથું એક મારબલના પુતળાં સાથે જીકાયું અને તુરતજ તેણી જમીન દોસ્ત થઈ બેભાન થઇ પડી.



## પ્રકરણ—૧૧ મું.

હોમી ખરાસ આજકાલ ખુશ દેખાતો હતો. તેનો પ્રીય દોસ્ત કેકી, જે માબાપ વગરનો હતો તે ચનાર નાચાર હોમીને મેદાનમાં રમત નીહાળવા યા રમવા જોર જુલમથી ખેંચી જતો અને સારી રીતે રીઝવતો. આ અરસામાં હોમીના બાબમાં એક ગમખવાર બનાવ બની ગયો. તેની માતા જરબાઈ ગુજર પાની અને તે વળી ઓછું હોય તેમ તેના માસી સુનામાય મગજની ઝેરી તાવથી પીડાઇ આ દુન્યા છોડી ગયા. મંચેરશાહના આગ્રહથી હોમી તેવણના કોટેજમાં જઇ રહેવા લાગો. મંચેરશાહ હોમીને પોતાનાં બેટા સમાન ચાહતા હતા તેવણે ઘણીક દોડધામ કરી હોમીને ૪૦૦) રૂપીયાની સારી ઘરખમ નોકરી અપાવી.

એક સહવારે હોમીને તેની જુની મારટીન કંપનીના કારકુન જારડીન તરફથી એક ચોઠી મળી કે જેના સાથે હોમીને ઓફીશ ફ્રેંડ તરીકે સારી દોસ્તી હતી.

"માસાજી જારડીન મને મળવા માગે છે. રાતનાં સાત વાગે હેંગીંગ ગારડન પર લખ્યુંચ. તાકીદ કરે છે કે ૧૦ વાગાં સુધી થોભજે," હોમીએ તેના પીતા સમાન માસાને કહ્યું.

"સંભાળજે દીકરા, કોઇ દગો નહીં કરે."

"એ બીચારો જઈક જારડીન ઘણો સારો આદમી છે. એના જેવા થોડાજ ખ્રીસ્તીઓ હશે." એને મેહેરાને સમજાવવાની અનેક કોશેષ કીધી હતી. પણ કંઇજ સમજી નહીં હતી."

તે સાંજે હોમી જારડીનને મળવા હેંગીંગ ગારડન પર ગયો.

તે આવનાર જારડીને હોમીના ખભાં પર હાથ મુકયો.

" તારા ફાયદાની કોઇ બાતમી છે ?" એને કહ્યું કે મારા ફાયદાની વાત છે.

" ફાયદા માટે હું ચોકકસ નથી." "તને કોઈ કહે કે તારી સગી મેહેરાંએ હજી લગન કીધાંજ નથી તો તુ ખુશી થાય કે ?" તે જઈને બાજટ પર બેસતાં પુછવા લાગો.

" લગન નથી કીધા !" હોમી અચરત થઇ જારડીનના ચહેરા તરફ જોવા લાગો, ' તે કેમ બને ?"

" સાંભળ તેણીનાં લગન થયાજ નથી. આપણો જુનો શેઠ મારટીન એક બદકાર બદમાસ છે. તેને ખોટું નામ ધારણ કરી, બનાવટી પાદરી-આની મદદથી મેહેરાંને પોતાની બનાવવાના ઢોંગ કીધા અને ખરૂં જોતાં તેની શેઝી નામની હકદાર ધણીયાણી જીવતી છે."

" હવે આપણે શું કરી શકીયે ? પૈસાથી એ કોઈપણ કાયદાની ચુંગાલમાંથી છટકી જઈ શકશે." હોમીએ લાચારી બતાવી, " પૈસાથી તે દુનિયામાં ખપે છે અને ખપશે, આપણે મીસકીન શું કરી શકાયે." " તમે કેટલાં ભલા છો," કે ઓફીસની જુની દોસ્તી જાલવી ગમી ગને અગતની ખબર પહોંચાડી હોમીના હોઠમાંથી વખાણના શબ્દો નીકળી પડયા.

" મે પકકી ખબરથી જાણ્યુ કે, "જારડીન એક બંબાર મારી આગળ વાત ચલાવા લાગો," મારટીન ખુબ શગળી થઈ ગયો છે. તેણે જુગારમાં ધ્રમ નાણાં ગુમાવી દીધા છે, ઓફીસબી વેચી નાખી છે અને બંગલો વેચવાની દોડધામમાં છે. ખુદાના ઈનસાફનું પહેલું પગઠીયું માલમ પડે છે.

" ત્યારે આખરે તે કંગાળ ભીખારી થઈ જશે ? તેમ થાય તો મેહેરાનું શું થશે ?" હોમી અકળાઈ જઈ પુછવા લાગો.

" તે ભીખારી થવાની અણી પર આવી પુગો છે," જારડીન પોતાનાં ઘડીયાલ પર નજર કરી કહેવા લાગ્યો મે સાંભળ્યુ છે કે તે રહેવાનો બંગલો નોકર નફર અને મેહેરાંને પણ કાઢી મુકવાનો છે ને મકાન વેચી નાંખશે. જીવનની કોઇ દરકાર કરશે નહી અને તે મરે તે આગળ પોતાની મીલકત ખાક થયેલી જોશે, ખુદા કોઇને છોડશે નહી."

"તમે એ સઘળી બાતમી કેમ જાણી ?"

"માર્ટીનને ઘરે નોકર છે તે મારો સગો થાયચ તેને આ બધું કહ્યું અને છેવટે એ પણ કહ્યું કે......"

મહેરાને પણ કાઢી મુકી," જારડીન ધીમે દલગીર ચહેરે બોલ્યો.

"અફસોસ! ઉછાછળી, ઉતાવળીનો આ અંજામ!" હોમીએ નીસાસો નાંખ્યો અને તેઓ છુટા પડયા.



## પ્રકરણ—૧૨ મું.

આફતમાં ઘેરાયલી મેહેરાએ રડતી ચશ્મોએ પોતાના રૂમમાં બેગી માર્ટીન ઉપર એક ચીઠી લખી કહાડી તે ચીઠી પોતાના રૂમની ટેબલ પરજ મુકી અને ખબર નહી પડે તેમ બંગલાને પાછલે દરવાજેથી બાહેર નીકળી પડી. તેણીએ તે બંગલો છોડી પોતાના સાદા અંગ્રેજી લેબાસમાં તે પલીદી, મકાનેથી નીકલી પડી. તે બાહર પડી ત્યારે બપોરે ૨ વાગ્યા હતા.

તે પછી થોડાજ અરસામાં મેહેરાએ લખેલી ચીઠી માર્ટીન વાંચવા પામ્યો.

> **માર્ટીન,**
>
> તારો પાપી આશરો છોડી હું જાવું છું, તારા બંગલામાં રહેવા કરતાં અંધારું દોજખ વધુ સરસ સમજીશ એક ઘડી વધુ તારા જેવા બુરા બદમાસ સાથ રહી શકું નહીં. તારા પૈસાની લાલચે. મારા જેવી ભોલી, નિર્દોષ પણ ઉછાછળી, છકેલ ઓરતો તારા જેવા નીચના હાથમાં કેમ સપડાય છે તે મેં જાણ્યું. મારી આબરૂને રસ્તે રઝળતા કુતરા કરતા બદતર કરી નાખી છે. દર મહીને મારે ભાગના રૂપીઆની નોટ આગમાં જલાવજે યાદ રાખજે કે ભીખ માંગશ ટુકડો રોટી માટે રખડશ. પણ તારા નાપાક મુકામે હાથ લાંબો કરી પૈસા માગવા નહી આવશ. મારાં પાપની સજા હું ખમું છું. ખુદા મારી બીજી બહેનોને તારા જેવાથી બચાવ.
>
> **મેહેરા મ. પટેલ.**

મેહેરાના જવા પછી તે બંગલો નોકર ચાકર વગરનો એક ઉજડ

અને ભયંકર જેવો મારટીનને લાગ્યો. બંગલો વેચવાનું સારૂં થઈ ચુકેલું હોવાથી તે પણ ત્યાંથી થોડા દીવસમાં ઉપડવાની, આશા રાખતો હતો અને તેના ઉંડા વીચારમાં બેઠેલો. તે ખ્યાલમાં અરધો કલાક બેસી રહયો. તેવામાં એકાએક કોઈ સખશ મારટીનને મળવા આવ્યો છેલ્લા થોડા વખતમાં તેની જીંદગીમાં ફેરફાર થઈ ગયા અને તે ધુમ પીધેલો પણ હોવાથી કોઈ આવ-નારને જોઇ મનમાં વધારે ખભડયો.

હું ડાકટર એમ. સી. લીન, પાગલપણાનો સ્પેસીયાલીસ્ટ. તે નવો આવનાર બોલ્યો.

ડો. લીન, અંગ્રેજી પોશાકમાં, આંખ પર કાલા ચસ્મા, અને ભરાવદાર મુછ અને કદાવર શરીરે હતો.

"સાહેબજી, મી૦ મારટીન," તે નવા આવનારે દાખલ થતાંજ ખુશ મીજાજમાં મારટીને કહ્યું, "આપની સેવામાં સેવક હાજર છે." "તમારી બીમારી મેં ધારી એવી ખરાબ જણાતી નથી," ડો૦ લીને ખુરસી પર ગોઠવાઈ ચલાવ્યું, "મારા ખાતામાં એવા ઘણાક કેસો મારા હાથમાં આવી ગયા છે. મેં ઘણાકોને સારાં કરી સુખી બનાવ્યા છે."

"નારતર. જાણ્યે અજાણ્યે તમે કોઈ ગંભીર ભુલ કરો છો. હું ધારૂંછ કે તમે કોઈનું મકાન ભૂલી જઈ મારે ત્યાં આવ્યા છો."

"અરે નહીંરે સાહેબ, ઘેર કેમ ભુલુ ! હું બરાબર સમજું છું કે પાગલો એમજ વર્તે તમે બોલો છો તે ઉપરથી થોડી ઘણી પાગલપણાની નીસાની જણાઈ આવે છે. મારે તમને બરાબર તપાસવા પડશે. ગભરાશો નહીં," ડો૦ લીને ખડખડાટ હસી તે ગુસ્સે થયેલા મારટીનને ખીજવ્યો.

"ડાકટર, તમે મારાં જેવા એક ગ્રહસ્થને અપમાન કરી રહ્યા છો. પાગલ તમે છો કે મારાં ઘેરમાં આવી મને હેરાન કરો છો," મારટીને ડોળા કકડાવી જણાવ્યું.

'દીવાનપતમાં તમે તમારી વાઈફ ને નવા નોકરોને કાઢી મુકયાં, હવે દીવાનપતના વધુ પુરાવા શું જોઈએ ?"

મારટીન હવે વધુ ઉશ્કેરાયો. તે પોલીસને ટેલીફોન કરવા લાગો.

"ઠીક છે, પોલીસ આવશેને તમે મુંગા મરશો," મારટીને ધમકી આપી.

"અંહ, એમ છે? ત્યારે તો પોલીસને ફોન પર કહેજો કે..." અને ડૉ. લીને પોતાનો ચશ્મો કાઢી નાખ્યો અને મારટીન સામે મોઢું કરી ઉભો.

"કોણ? પોલ—પીટર પોલ?" મારટીન ચમકી જડ થઈ તેજ જગ્યાએ ઉભો રહી ગયો.

"હા, હું તેજ પીટર પોલ છું. તારી બદમાસ, દગલબાજભરી જીંદગીનો શરીક યાને ભાગ્યો. અને પાપી પણ વફાદાર દોસ્ત."

"તું અહી કેમ આવ્યો? જેલમાંથી કેમ છટક્યો? જેલમા આગ લાગી ત્યારે તું મરણ પામ્યો હતો એમ જાહેર થયુ હતું ને? તારી ખબર રાખવા માટે હુ કલકત્તેના છાપાઓ ચોપી ચોપી વાંચતો અને જ્યારે મેં વાંચ્યું તુ મારો દોસ્ત પીટર પોલ મરણ પામ્યો ત્યારે હુ દલગીર થયો."

"તું દલગીર થયો!" કેમ અચ્યાજી મને ફિરતારી શીખવેચ કે? મને જીવતો હાલ જોઈને તારા શરીરનુ લોહી જમા ગયુચ."

"નહી દોસ્ત પોલ હું સાચ્યું બોલચ"

"બ્રાઉન દીકરા, તારી આખી જીંદગીમા આજે સાચુ બોલી મને અજબ કરવા માંગ છે?"

"મને અહીં બ્રાઉન નામે ના બોલાવતા હ!"

"ખરૂં છે તારૂં નામ બ્રાઉન છે એમ માલમ પડે તો તારી વાઈફ રોઝી' તુંને છટકવા નહી દે અને કલકતામા ધાડ પાડવા માટે પોલીસ...", પીટર વધુ બોલી શક્યો નહીં મારટીને તરતજ તેના મોઢા પર હાથ મુકી દીધો.

"એ શુ બકેચ? પોલ, તુ તો મશ્કરી કરે છે પણ દીવાલને પણ કાન હોયચ."

"ચાલ મુળ બાબતપર આવ્ય મારી જીંદગીનો છેલ્લો સફો સમજ કલકત્તે રામસીગ એન્ડ કંપનીમાં ધાડ પાડયા પછી તુ મારી હીકમતથી નહાસી ગયો અને બંદો સપડાયો. યાને હુ જેલમા પુરાયો. અને તેં આપેલુ તારી મીલકતના અરધા ભાગનું વચન પાળ કારણુ મારી ઉઠાવગીરીથીજ આ મીલકતનો તું ધણી થયો છે." તેને થોડોક દારૂ પી આગળ

ચલાવ્યું, "એક દીન જેલમાં આગ લાગી, રાત અંધારી હતી, કેદીઓની ખોલીનાં દરવાજા કોઈકે આવી ખોલી નાખ્યા, સઘળાંઓ ખુબ ધમાલમાં પડી ગયા. આગ ભયંકર હતી, કંઈકો બળીને ભસ્મ થઈ ગયા. મારી ખોલીમાંથી હું નીકળ્યો. બાજુની ખોલીમાં એક કેદી દાઝી જઈ બેભાન પડેલો જોયો. મેં તે કમનસીબને તેની ખોલીમાંથી બહાર કાઢી એક સાવચેતી ભરી જગ્યાએ ઘસડી જઈ નાંખ્યો. હું શું કરતો, શું વીચારતો તે મને ખ્યાલ નહી હતો. હું ધસ્યો એક બીજી ખોલી તરફ ત્યાં તો કોઈ બળીને ખલાસ થઈ ગયું હતું. તે ખોલીની બહાર જેલનો એક અફસર, ચ્હેરો દાઝી ગયેલો હોવાથી જમીન પર પડેલો મેં જોયો. ઝટ મને એક ખ્યાલ આવ્યો. મેં તે અફસરને મારાં કપડા પહેરાવી, તેના કપડાં મેં પહેરી લીધા. તેને હું મારી ખોલીમાં ઘસડી ગયો. ધુમાડાના ગોટે ગોટા અને આગનાં ભભુકા નહી ખમાય એવા હતા. ઓફીસરના કપડામાં હું જેલની બહાર નીકળી આવ્યો. ત્યાંથી સલામત માર્ગે જઈ પહોંચ્યો અને છેવટે તને શોધતા મારો દમ ઉપર આવી ગયો."

"વાહ પોલ, કમાલ કીધી."

"કલકતેથી નીકળી મુંબઈ આવ્યો. આખું શહેર ફર્યો પણ તારૂં ઘેર નહી જડયું." તેને પોતાની હકીકત આગળ ચલાવી, "હુ હજીબી રખડતે પણ સારૂ થયું કે તારી છેલ્લી વાઈફે મને રસ્તો બતાવ્યો."

"હા, તારાં બંગલામાંથી બાહેર પડતાં તેણી રડતી હતી. મારી આતુરતાથી હું તેની નજદીક ગયો. પુછપરછ કીધી ત્યારે તેણીએ મને તારી બાતમી આપી. હું સમજી ગયો કે જે મારટીન માટે તેણી જણાવતી હતી તે તુંજ પ્રાઉન હોશે કારણ તારાં જેવા 'કોહીનુર હીરા' આ દુન્યામાં બહુજ થોડા છે.

"હું મુસીબતમાં છું," મારટીને ધીમેથી કહ્યું, "મારી મીલકત હવે એટલી બધી નથી કે તને આપી શકું."

"કેમ બચ્ચાજી, નવી દગલબાજી, મારી સાથે? જેને તારે લીધે પાપો કીધા, ગુનેહગાર બન્યો, જેલ ભોગવી તેની સાથે!"

"દગલબાઝી યા દગાબારી કંઈજ નથી. હું પુરતો વીચાર ચલાવી જોવશ.

"વીચાર શું ચલાવે તારાં બાપનાં કપાલનો?" પીટર પોતાનાં સ્વભાવ પર દોડી ગયો.

"ઠંડો અને શાંત રહે, મારી મુસીબત ઘણી છે," મારટીને મતલબી આજીજી કીધી.

"હવે હું થોભશ નહીં. મને મારો અરધો ભાગ જોઈશે. તારી મીલકતનો અરધો ભાગ આપ."

"ઠીક છે." "મારાં વકીલને બોલાવી એ સવાલ પર ધ્યાન પુગાડશું."

"વકીલ શા માટે બોલાવે? એ હરામખોર વકીલો એકને છટકાવે, બીજાને લટકાવે," પીટર બરાડી ઉઠયો, "તને સાફ સાફ જણાવું છું કે તું દુન્યાને ઠગી શકશે મને ઠગવાની કોશેશ કરતોજ ના."

"ખેંધો, મારટીન હવે સમજવા લાગો કે પીટર જેવા જંગલીને વધુ ભડકાવામાં ફાયદો નહી હતો."

"દોસ્ત, એટલો બજીદ કેમ થઈ ગયો?" "ચાલ એ વાત પર એક પેગ વધુ પીચી મર," મારટીને ખુશ મીજાજે એક પેગ છોડો આપતાં કહ્યું. અને ચાલ મારા બંગલાનો બીજો રૂમ જોવા આવ.

## પ્રકરણ—૧૩ મું.

પીટર પોલ પક્કો નંગ હતો. મારટીન તેને હાથ તાલી આપી છટકી જાય એ બનવા જોગ ન હતું.

મારટીન પીટરને એક આલીશાન, સુંદર સજાવટથી શણગારેલા રૂમમાં બેસાડી, એક મીનીટ પોતાનાં ખાનગી રૂમમાં ગયો. તે અંદરથી અતી ઘણો ઉશ્કેરાયો હતો, પણ બહારથી ખુશ અને શાંત હોવાનો દેખાવ કરતો હતો. તેને પોતાનાં ખાનગી રૂમનો કબાટ ખોલી અને તેમાંથી એક ભરેલી રીવોલ્વર કાઢી, બરાબર તપાસી, સાવચેતીથી ખીસામાં અંદર સેરવી દીધી. અને પીટર જે રૂમમાં બેઠો હતો ત્યાં તે આવી લાગ્યો. તે રૂમમાં અતી ઉંચા, કીમતી પરદાઓ નીહાળતો પીટર બેવકુફ મારટીનની મીલકતનો અંદાજ કાઢતો હતો.

"દલગીર છું પોલ, મેં તને થોભાવ્યો." મારટીન આગળ આવી એક ખુરસી પર બેસી બોલ્યો.

"હલગીર શું ... ..! તું ગયો તે હું સમજ્યો કે વીસ્કીની બાટલી લેવા ગયો હશે."

"વીસ્કી પીવો હોય તો સીધું કહી દે," માર્ટીન ઝટ એક વીસ્કીની બાટલી લાવી પાછો બેઠો.

પીટરે થોડોક તેમાંથી પીધો. ઉપર નીચે માથું કીધું અને બે મીનીટ માર્ટીનનો ચહેરો ટીકી બોલ્યો, "મને હાલમાં હવે પીવાની જરૂર નથી. મને જવાબ આપ કે મારાં અરધા ભાગનો વીચાર કીધો કે નહીં? હજી તને બે પાચ વરસ વીચાર માટે જોઈએ છે?"

"પીટરે હાથમાંથી બાટલી મુકતાં પુછ્યું, "ત્યારે તારી માલકતનો અરધો ભાગ મને આપવા કબુલ છે?"

"નહિં," માર્ટીન મુછો ચઢાવતો બોલ્યો.

"એટલે," નકારમાં મળેલાં જવાબથી પીટર ભડકી, પુછવા લાગો. "નહીં શબ્દનો અર્થ શું?"

"અરધો ભાગ આપવાનું નહીં બની શકે."

"હેં? મારી સાથે દગા બાજી?", પીટર સ્હેજ ગુચવાઈ લાલ મું‍ડ થઈ પુછવા લાગ્યો, અરધો ભાગ નહીં તો કેટલો ભાગ આપવા માગે છે? શું તેં આપેલું વચન યાદ નથી?"

"વચન શાનું? દગામાં વચનની શું કીમત છે? લુચ્ચાઈના કામો કરવામાં વચન જેવાં પવીત્ર શબ્દો નાપાકો કેમ ઉચારી શકે? વચન એક દગાબાજીવી રમત છે. ફકત પવીત્ર આદમી માટે તે ખોદાઈ બોલ છે. મારેથી કોઈ ચીજ બની શકશે નહી, પોલ."

"તો શું બની શકશે? પીટર બળબળી ઉઠયો, "હું જવાબ માગુંચ, તારેથી શું બની શકશે? કલકતામાં ધાડ પાડી, નાણાં ઉઠાવી જવાનું, સોમનાથ ઝવેરીની દુકાન ફાડી, ઝવેરીનું ગળું દબાવી દેવાનું કબુલ કરી શકશે? બોલટન બેંકમાં ખોટા ચેકો પાસ કીધા તે કબુલ કરી શકશે? એક હૈયાત ધણીયાણી હોવા છતાં, તેને છોડી બીજીને દગાથી ફસાવી, પરણી, બન્નેને છેતરવાનું પાપ કબુલશે? આ ઘેરમાં ખોટા સીકકા પાડવાનાં યંત્રથી માલદાર થવાની આતુરતા જણાવી શકશે? બોલ, હીચકારા, શું બની શકશે?

"તારી જીભ કાબુમાં રાખ," મારટીન [illegible] બોલ્યો "તું તુચ્છ મગતરૂં શું કરશે ?"

"હુ તારી બધી બદમાસી ઉઘાડી પાડશ. હું જોવશ, તું પોલીશના હાથમાંથી કેમ છટકે છે," પીટર ઉખડયો,

"મને સપડાવી તું છટકવા માગેચ ?"

"મારૂં જે થાય તેની મને દરકાર નથી," પીટર ગુસ્સામાં બોલ્યો, "તારી પર હું પુરતું વેર લેવશ. દગાનો બદલો દગાથી મળશે."

"ચાલ છોકરી." દાંત કચકચાવતાં માર્ટીન બરાડી ઉઠયા, "સુહાગને ત્યાં સાચ વેચવા માંગે છે ?"

"એ તારી ખાનદાનની ખુમારી નથી. તારી ખાનદાનની બેઈમાની દેખાય છે," પીટર ફરૂટી ઉઠયો, "પોલીસને કહી તને ઉઘાડો પાડુ, તાજ હું બગ."

"તો લેતો જા," માર્ટીને એક મુક્કો ઝટ કરતા પીટરને લગાવી દીધો.

મુક્કાબાજીમાં પીટરને કહેવુ પડે એમ નહીં હતું તે કસાયલો, ગોટલાબાજ હતા. દુન્યાની મવાલીગીરી તેને અનુભવી હતી. તેને જોરાવર હાથે એક વળતો મુક્કો માર્ટીનને આપી દીધો. માર્ટીન જોય પર લાંબા થઈ ગયો તે પણ કમ નહીં હતા. તુરતજ જોવ પરથી ઉઠી, દાઝથી ચીકાર થયેલા પીટરને વળગી પડયો. તેઓ ખુબ લડયા. છેવટ માર્ટીન, ખડતલ જોરમદ પીટરના હાથમાથી છટકી એક પડદા પાછળ દોડી ગયો. પીટર વીચારયું કે મારતી અને બહીકથી માર્ટીન નહાસી જતા હશે પણ હજુ તો ન જોય પરથા ઉઠયો કે તુરતજ માર્ટીન પડદા પાછળથી નીકળી આવ્યો. તેના હાથમાં રીવોલવર હતી.

"ખબરદાર," માર્ટીન બરાડી ઉઠયો, "એક પણ પગલું આગળ નહી."

---

મારે ખુરશી ઉંચકી, પણ તે ખુરશી છુટી ફેંકે તે આગમચ મારટીનના રીવોલ્વરની એક ગોળી સનસનાટ કરતી પીટરની છાતીમાં પેસી ગઈ અને પીટર એક ઝખમી વાઘ માફક બરાડી જમીન પર પડયો."

પાંચેક પળનાં પસ્તાવા પછી પીટરે પોલે પ્રાણ છોડી દીધો.

મારટીનની મીલકતનો અરધો ભાગ લેવાને બદલે પીટર પોતાની આખી જીંદગીનો હીસાબ ચુકતે કરવા ખુદાની દરગાહમાં ચાલી ગયો. અને એ રીતે એક પાપીનું તવાજ પાપીએ કાટલું કાઢી નાખ્યું.

મારટીનને તુરતજ તે કમનું બારણું બંધ કીધું. તે ઉતાવળમાં હતો. તેને જે મનમાં આવ્યું એ કરી નાખ્યું અને ત્યાંજ બાજુમા પડેલી એક પેટીમા પીટરની લાશ ડેસી દીધી, અને તે પેટીના મુકતી માટે પોતે ફોન કર્યો કે તેના બંગલામા ખુન થયુ હતું અને પોતાના બંગલો બંધ કરવા વગર આગળનુંજ બારણું બંધ કરી તે પોતાની મોટર ત્યાથી હંકારી ગયો

તે ઉશ્કેરાટમા ઝડપથી પોતાની મોટર હાંકી જતો હતો. તેનેજ ધુનમા ઝડપ વધારી હવે તે મોટર પર કાબુ રાખી શકયો નહી. એકાએક તેની મોટર સામેથી આવતી એક લશકરી મોટર લારી સાથે અથડાઈ અને તે પાપી મારટીન એક ભયંકર અકસ્માતનો ભોગ થઈ પડયો.



## પ્રકરણ—૧૪ મું.

મેહેરાં મારટીનથી છુટી પડી બંગલામાંથી બાહેર ગઈ અને થોડેક કદમ ચાલતા ત્યા પીટર તેણીને મળ્યો હતો તે પછી એકાદ માઈલ દુર તેની એક માલુ નામની કોન્વેન્ટની પોતાની અંગત સાહેલી એકલી રહેતી હતી ત્યા રહેવા ગઈ. તેની વાતચીત હકીકત સાંભળી તેની સાહેલી માલુએ તેણીને સહેરો પેહેરાવી હવેથી પારસી પોષાકમાંજ રહેવા કહ્યું અને ક્રસની વાત પુછયું. મેહેરાંએ ક્રસની કહાડી ત્યા એક ખુણામા નાખવા યાદ કીધો અને તાતેલાહુ ક્રસની લેવાને મારટીનનાં બંગલામા પાછી ફરી તેણીએ માબાપ તેમજ ધર્મ છોડી ક્રસની કાઢી નાખી હતી. પણ હવે તેના પસ્તાવા વચ્ચે ક્રસની હયે ચહડી આવીને તે ગઈ. પણ તેટલા અરસામાં

તો પીટરનું ખુન થયું હતું આખા બંગલ... [illegible] જઈ બોલ્યો, "તું" / કરતી લઈને બાહર પડવા જતી હતી તેટલા તેના આરડાની બંટી પટા ખસાડી વચમાં પડેલા જોઈ તે અલગીજ પેટી ઉઘાડી જોતાં તેમાં પેલોજ સખશ જે તેણીને માર્ટીન વીશે પુછતો હતો તેની લાસ તેણીએ જોઈ. એક ધીમી ચીસ સાથે તે ઢાંકણું પાછું બંધ કરે તેટલાંજ ત્યાં પોલીશ આફીસર આવી ઉભો. તેણી તેને જોતાજ ધ્રુજી ગઈ પેલો પોલીસ આફી-સરને સમજી જતા વાર નહી લાગી કે તે ખુન કરનાર, આ ગુન્હાની જગા પરજ મળી આવી હતી.

તે ભણેલી, શીખેલી, આબરૂદાર જણાતી અંગ્રેજ ઓરત એક નામ નહી જણાયલા શખસનું ખુન કરે એ તેને ઘણુંજ અજબ લાગ્યું. પોલીસ ઓફીસર જેવણે ફોનમાં મળેલી ખબરથી ત્યાં આવી પુગા હતા. તેવણે શક પરથી મેહેરાને કેટલાક સવાલો પુછી પકડવામાં આવી હતી.

મેહેરા સંજોગનો શીકાર થઈ પડી હતી. આપણે જોયું કે માર્ટીને પીટરને ગોલીથી વીંધી નાખી તેને એક પેટીમાં પુરી ત્યાંથી ચાલતો થયો હતો.

માર્ટીનને મોટર અકસ્માત થયો હોસ્પીટાલમાં સારવાર માટે લઈ જવામાં આવ્યો. તે ખુનવાલા દીવસે, અભાગી મેહેરાને કોણ જાણે શું ભેજામાં આવ્યું કે તેણી મીત્રણ માલ્ફુની સલાહથી પોતાની કંન્તી લેવા ત્યાં આવી લાગી અને એક ભયંકર આફતમાં ફસી પડી.

તે પોલીસ આફીસરે મેહેરાને નરેહવાર સવાલો કરી ગુંગળાવી નાખી. તેણીએ જોઈતો ખુલાસો નહી કીધો હોવાથી તેણીને પેલી પેટી સાથે પોલીસ ચોકી પર લઈ જવામાં આવી.

"આ ખુન કરવાનો સબબ," આફસરે પુછ્યું.

"હું નિર્દોષ છું. મેં કંઈ કીધું નથી," મેહેરાએ શાન્તીથી હોંથો ખોલી જવાબ આપ્યો.

કેસ ચલાવવામાં આવ્યો, સંખ્યાબંધ સવાલો મેહેરાને. તેણીએ મા, બાપ, નોકરી, જાત વગેરે માટે પુછાયા પણ તેણીએ સંતોષકારક જવાબ આપ્યા નહી. અંગ્રેજી લેબાશમાં અને ખુબસુરત હોવાથી તેણીને અંગ્રેજ સ્ત્રી તરીકે બધાઓ પીછાનતા કોર્ટમાં જંગી માનવ મેદની જામી હતી. સઘળાઓ મેહેરાના જવાબ પરથી, વકીલોના ઉલટા સુલટા સવાલોથી મેહેરાજ અપરાધી જાહેર થશે એમ માની બેઠા.

ખબર પહોંચી ગઈ હતી. રાહબર જારડીને અને કેકી દોસ્તની સલાહથી હોમીએ એક બેરીસ્ટર રોકયો હતો પણ મેહેરાનો બચાવ કરી શકાશે એ કહેવું મુશ્કેલ હતું. મેહેરાની સખી સ્વીટ સીલ્લુ પણ દોડી આવી હતી. જે વાત મહોલ્લે, મેદાને, હોટલે અને ઓફીસે ચાલુ ચર્ચાય તે સીલ્લુનેજ કેમ ખબર ન પડે ? તે ભલી છોકરીએ જ્યારે જાણ્યું કે મેહેરાનો બચાવ કરવા તેનાં સગાં હોમી ખરાસે બેરીસ્ટર ગોખલેને રોકયા હતા ત્યારેજ તેણીને જરા ધીરજ મળી.

પહેલે દીવસે કોર્ટ જ્યારે બરખાસ્ત થઈ ત્યારે હોમી તુરતજ ગોખલે બેરીસ્ટર આગળ દોડી ગયો, મગર તે બેરીસ્ટર પોતાની ધાંધલમાં હતા. તેને હોમીને ટુંકમાં જવાબ દીધો, "ફીકર નહી. મી૦ ખરાસ, બધુ ઠીક થશે, હાલમાં હુ કામમાં છું."

બીજે દીવસે ફરી પાછો કેસ આગળ ચાલ્યો. સૌ કોઈ મેહેરાના નખાઈ ગયેલા ખુબસુરત ચહેરા તરફ માયાથી જોતાં હતા. મેહેરાએ એક ઉપકારીનાં અને માફી માંગતી નજર હોમી તરફ નાંખી જે જોઈ હોમીનાં દીલમાં વધુ દુઃખ થયું. તે બીચારો હરેક પળે દુવા માંગતો કે મેહેરા નીર્દોષ પુરવાર થાય.

ગોખલે બેરીસ્ટર ખુબ ખીલી રહયો. તેને, કોર્ટને પોતાનાં ધારાનો અભ્યાસ પુર જોસમાં બતાવી આપ્યો. મગર ન્યાયધીસનું આંખનું એક પાપણ્ણી હાલ્યું નહી ગોખલેએ છેવટે કહ્યું, માની લઈએ કે ખુન એ કહેવાતી આરોપી સ્ત્રીએ કીધું છે, માની લઇએ કે તેણીમા અજબ હીંમત અને અદ્ભુત શક્તિ છે જેથી તેણીએ મરેલા શખ્સને પેટીમાં નાખ્યો તો પછી તેણી પેટી આગળ ઉભી કાંય? ત્યાંથી ભાગી કેમ નહી ગઈ? કોઈ પણ શીખેલી, સમજુ સ્ત્રી એટલું તો સ્હેલથી જાણી શકે કે ખુન જેવો અપરાધ કરી ત્યાં થોભવું કેવું જોખમ ભરેલું હતું.

તે ઉપરાંત, તે બાહોસ બેરીસ્ટરે, કાયદા, સંજોગ, શકયતા, વગેરે પુર દમામથી સમજાવ્યા પરંતુ ન્યાયધીસના મગજમાં કાંઈ બેઠુ હોય એમ લાગતું નહીં.

"મી લોર્ડ," ગોખલે આગળ બોલવા લાગ્યો, કોઈ નીર્દોષને ગુનેહગાર ઠેરવી બેસાડી તેને સજા કરવી એ અપરાધીને છટકાવી તેને ગુનાહ કરવા ઉતેજન આપ્યું કહી શકાશે. નિગાહ કરો આરોપી જેવી એક સ્ત્રી શું ખુન જેવું ખરાબ કામ કરી શકે?"

દરેક ગવાહી, દલીલો પુરી થયા પછી નામદાર ન્યાયધીસે મુકદમામાં પડેલી જબાનીનો ટુંક સાર જુરીના ગ્રહસ્થોને કહી સંભળાવ્યો.

"તેણી નિર્દોષ છે. પુરાવો મોજુદ છે," જડજ બોલી રહ્યા કે તુરતજ અદાલતમાં એક ભખા ખાધેલો, જેવો જવાન દાખલ થયો અને ન્યાયાધીસ સાંમે આવી ખડો થયો. હાજર રહેલા સઘળાંઓ તે જવાનને એકી નજરે જોવા લાગ્યા. ન્યાયાધીસે સ્હેજ ડોકુ ઉંચું કીધુ અને તેવણનો ગંભીર અવાજ નીકળ્યો, "તમે કોણ શખ્સ છો? શું કહેવા માગો છો?"

"હું કહું છું આ સ્ત્રી નીર્દોષ છે," તેને મેહેરા તરફ આગળી કરી કહ્યું.

"ગુનાહ પુરવાર કરવાનુ કામ કોર્ટનું છે, તમારૂં નથી," ન્યાયાધીસે ટેકથી જણાવ્યું.

"સાહેબ, કોર્ટ ખરો ખુની નહી શોધી શકશે, એ ગુનાહ હુ પુરવાર કરીશ," તે શખ્સે થોડીક થાક લીધો અને આગળ ચલાવ્યું, "મારૂ નામ મારટીન છે. મારૂં ખરૂં નામ ઓડીન. મને થોડા દીવસ અગાઉ મોટર અકસ્માત નડયો. હુ હોસ્પીટાલ સારવાર માટે નહી આવ્યો. જરાક સારો થયો અને છાપાંઓ વાંચતા મને જણાયું કે કોઈ નહી જણાવલા કારણે મારો બંગલો બળીને ખાક રાખ થઈ ગયો છે. હું ખાનદાની બાપનો બદમાસ પુત્ર છું. મારી દોલત મેં દગા કપટ, લુચ્ચાઈ અને બદમાસીથી જમાવી હતી. હાલમાં હું કોડી વગરનો થઇ ગયો છું અને હરામની મીલકત હરામમાં ગઈ છે. હોસ્પીટાલમાંથી સીધો અહી દોડી આવ્યો છું કારણકે હવે મારે જીવવું નથી. મારી ખરી હકદાર ધણીયાણી 'રોઝી' પણ મરણ પામી છે. મેં જેઈતા ગનાહ કબુલ કરી લીધા, હવે મારૂં જીગર વધુ પાપ ઉપાડવા ના પાડે છે."

"તમે બોલી ગયા તેનો અર્થ કંઈ નહી," ન્યાયધીસ ચસ્માંમાંથી જોતાં કહ્યું.

"સાહેબ, ખુન મેં કીધું છે."

"તમે બરોબર ભાનમાં છો? એ ગુનાહની સજા ફાંસી છે એ જાણો છો?

"હું પુર ભાનમાં છું. મારી જીંદગીનાં કીધેલા કુકર્મો મેં મારી નોંધ પોથીમાં લખી લીધા છે અને તે મારા આ ખીસામાં મોજુદ છે.

પણ મારાં .. .. ..હીં," માર્ટીન ઝડપથી બોલી ગયો અને સઘળાએ. તેનો એકરાર સમજી ખુસ થયા કે મેહેરા બચી ગઈ.

"ખુન કરી ફાંસીમાંથી શી રીતે છટકવા માગો છો?" ન્યાયાધીસે મક્કમ શબ્દોએ પુછયું.

"આ રીતે," માર્ટીને ચપ કરતી એક ચકચકીત રીવોલવર ખીસામાંથી કાઢી અને કોઈપણ અટકાવે તે અગાઉ પોતાનાં મોઢાં અંદર મુકી, ફોડી અને તેનો ખેલ ખતમ થઈ ગયો.

અદાલતે જોઈતી તપાસ કરી, મેહેરાને નીર્દોષ જાહેર કીધી અને તે અભાગી ઓરત ઉપરા છાપરી બનેલા ગંભીર બનાવથી તેની અસરથી અદાલતમાં બેભાન થઈ તુટી પડી જાણીને હોમી ખગાસ, તેનો દોસ્ત કેકી અને સોહલુ હોંસમાં લાવી મોહલુને ત્યાં લઈ ગયા. કારણકે ભલો કેકી જેમ હોમીનો દોસ્ત હતો તેમ સોહલુનો પણ છુપો ચાહનારો હતો.



## પ્રકરણ—૧૫

મેહેરા થોડા દીવસ તાપથી પટકાઈ પડી. તેણીની સેવામાં સીલ્લુ એકેક પગે ઉભી રહેતી. હોમી અને તેનો કેકી દોસ્ત સીલ્લુને ઘેર મેહેરાના ખબર પુછવા રોજ આવતા જતાં હતા. મંચેરશાહ હજુન સુધી મેહેરાને મળ્યા નહીં હતા.

મેહેરા આઠેક દીનની બીમારી પછી સ્હેજ સારી હાલતમાં આવી. એક દીવસે સીલ્લુને ઘેરની બહાર પોતાનું કોઈ કામ હતું. અને હોમીને ઘેરમાં આવેલો જોઇ તેણીએ તે જવાનને આરજુ કીધી, "હોમી ભાઈ, મેહેરાનાં બીછાનાં આગળ તમે અરધો કલાક બેસસો, હું જરાક બહાર જાવું છું."

અને ભલા હોમીએ કબુલ કીધું કે સીલ્લુ ઘેરે પાછી ફરે ત્યાં સુધી તે ત્યાંજ બેસશે.

સીલ્લુના ઘેરમાંથી બહાર જવાને થોડીક મીનીટ પસાર થઈ પછી મેહેરાની ઉંઘ ઉડી ગઈ અને તેણીએ એમ તેમ નજર કરતાં અજાયબી વચ્ચે હોમીને તેણીના બીછાનાં આગળ જોયો. બન્નેની નજર એક થઈ મગર મેહેરાએ આંખો બંધ કરી દીધી. હોમીએ જોયું કે તેણીની નાતવાન હાલતમાં પણ તેણી ખુબસુરત લાગતી હતી. તેણીનો શોકાતુર ચ્હેરો, અતી નબળી પડેલી હાલત જોઈ હોમીની છાતીમાં દુ:ખની જવાલા સળગી ઉઠી.

"હોમી મને માફ કર," તેણીએ હોમી તરફ પોતાનાં હાથો જોડી દુ:ખી જીગરે જણાવ્યું.

તેની વ્હાલી મેહેરાની એવી દયાજનક હાલત થઈ એ વીચારથી હોમીની આંખમાં આંસુઓ આવી ગયા અને તેને સ્હેજ મોઢું ફેરવ્યું.

"હોમી મને માફ કર," તેણીએ પાછી કાકલુદી કીધી, "મારેથી તું કેમ કમેચ? મારૂં આ દુન્યામાં હવે કોઈ નથી મારી પર દયા કર."

હોમીએ કંઈ જવાબ આપ્યો નહીં. તે દીવાલ ટીકતો બેસી રહ્યો.

---

..છ અને પાપની સજા ભોગવીશ.

તેણી બોલતી બંધ થઈ ગઈ. તેણીએ પોતાની નજર હોમીની બીજી બાજુએ કરી અને ચુપ થઈ.

હોમીને જ્યારે મહેરાનો અવાજ નહીં આવ્યો ત્યારે તે જવાને તેણી તરફ ફરી નજર કીધી અને તુરતજ નરસ જેવી થઈ ગએલી મેહેરાને કાંપતા અવાજથી હોશીયાર કીધી.

હોમાએ તેણીના થંડા બરફ જેવા હાથો પોતાનાં હાથોમાં લીધા અને તેણીની આંખો તરફ નેગાહ કીધી અને બોલ્યો, " મેહેરા જલદી સારી થઈ જા."

મેહેરા એક ચીત્તે હોમાની આંખોમાં જોઈ રહી. તેણીએ નહીં એક બોલ ઉચ્ચાર્યો કે નહીં વળી પાછી માફની અરજ કીધી.

હોમા તેણીની આંખોમાં, સઘળું સુખ, દુઃખ, ફીકર ચીંતા, ધાસ્તી વગેરે વાંચતો બે ઘડી ત બીછાંના આગળ ઉભો રહ્યો. તેણી માટે તે જવાનના દીલમાં પ્યારના મોજા થોકા થોકાઈ રહ્યા હતા. તેનાં મંદ પડેલા જુસ્સાની જીગરમાં નવો જોસ ઉતર્યો. તેને ગમે એટલો મગજ પર કાબુ રાખવાની કોશેશ કીધી પણ વ્યર્થ. હોમી પ્યારની લાગણીથી મેહેરાને ભેટી પડયો.

બેઉની આંખમાંથી આંસુઓ ખરી પડયા. હોમી સઘળું ભુલી ગયો. તે કોણ હતો, કયાં હતો તે ભુલી ગયો. મેહેરાને પણ હોમીને માટે ઉંચો છાપ પડી ચુકયો હતો અને તે બન્ને પ્યારાઓ એકમેકને વળગી રહી પ્યારની લાગણી બતાવી રહ્યાં હતાં. એટલામાં સીસ્ટર ત્યાં આવી ચઢી. તેણી મેહેરાને હોમીની બાજુમાં વળગેલી જોઈ ખુસ થઈ અને સ્હેજ હસી, ખંખાર મારી બીજા રૂમમાં ચાલી ગઈ.

હોમીએ, મેહેરાને પોતાને ઘેર લઈ જવા ઈચ્છા બતાવી પરંતુ મેહેરાએ આવવા ના પાડયું.

"નહીં હોમી, હાલમાં મારેથી નહીં અવાય. શું નાકે હું તારે ઘેરે આવું. તું રોજ અહીં મને મળવા જજે એટલે બસ," મેહેરાએ હોમીને સમજાવ્યો.

આવી હોજતોજી રોજ મેહેરા અને હોમી વચ્ચે ચાલતી હતી.

ઘેર જઈ પુગ્યા. અને ત્યાંથી મેહરાન પોતાને ઘેર થઈ ગયા.

હવે મંચેરશાહ,- મેહેરને એક દીવસમાં આંખ આગળથી ખસાડવા રાજી નહીં હતા. અને હોમીના બાબમાં ઠીક થઈ ગયું. કોઈકવાર મેહેર અને હોમાની વાતો મંચેરશાહ પણ સમજતાં અને ખુશ થતા.

ટુંકમાં મેહેર અને હોમીના લગન થઈ ગયા. મેહેરના લગનમ મંચેરશાહે તેમજ હોમીએ પોતાની ઓલખીતાઓને ઇજન કીધું હતું જેમ હોમીના દોસ્ત કેકી, જર્ઈક બારડીન અને મેહેરની મુસીબતમાં મદદ કરનાર 'સ્ટાટ સીસ્લુ' પણ સામેલ હતી.

હોમી–મેહેરના લગનને દીવસે મંચેરશાહની સુચનાથી સીસ્લુ અને કેકી પણ પરણ્યા અને એવડી ખુશાલીમાં મંચેરશાહે મેહેરની સખી સીસ્લુને સાત હજાર રૂપીયાની ગળાની સાંકળી ભેટ આપી અને તે પછી સીસ્લુના લગનનો પણ ખરચ પોતેજ કર્યો. સીસ્લુ-કેકીના લગન પછી સીસ્લુએ નર્સના ધંધાને છેલ્લી સલામ કીધી.

\+ + +

બે વધુ વરસ સુખ ચેનમાં નીકળી ગયા. રોજ સવારે મંચેરશાહ હોમીના નાના ચેકુસ ફીરોઝને બગીચામાં રમાડવા નીકળી પડે છે. અને તેજ વખતે આપણો હોમી તેની મધુરી મોહક મેહેર સાથે ફુવારા ક્યારાઓ આગળ બેસી ખુસ ગોફતેગુમાં પોતાનો વખત પસાર કરે છે.




Printed by Moolchand Kasandas Kapadia at "Jain Vijaya" P. Pre
SURAT & published by Ruttonsha F. Achar's
Crawford Market, BOMBAY. 1